# મેહદીબાગ ઈનસ્ટીટીયુશન.

૧.

હવે આ એક સાદો લેખ અત્રે રજુ કરવા વાસ્તે આપણી જે મતલબ અને નેમ છે તેના ઉપર જવા પહેલાં આ વાત ઝરૂરની માલુમ પડે છે કે કોઇ એક કામની ફત્તેહનો આધાર તે કામ માથે ઉઠાવનાર પોતાના ભલા અને બુરા ખ્યાલના ઉપર રહે છે. તેમ છતાં વળી અનુભવે આ વાત પણ સિધ્ધ કરી બતાવી છે કે ધણો ભલો ખ્યાલ રાખનારાઓનાં ઉઠાવેલાં કામોને પણ ફતેહયાબી અને ઝફરયાબી મળી નથી, અને, તેથી ઉલટું, જેઓના વિચાર અને ખ્યાલ તેટલા ભલા નથી હોતા તેઓનાં આરંભેલા કામને જશ અને નામના મળી છે!

**ભલા અને બુરા કામના ઉદ્દરભાવ બાબત.**

આ તે કારણ છે કે જેથી હિમ્મત હારી જઇ નાઉમેદ અને માયુસ થઇ ગએલો એક શખ્સ, ઘણાઓ કે જેના ઉપર તેનો પૂરો વિશ્વાસ મુકયો હોય તેનાથી વકત દર વકત છેતરાઇ ગયલો હોવાથી, કુદરતી રીતે કોઇનો પણ ભરોસો કરી શકતો નથી; પણ તે ભુલ છે. ઘણા છેતરનારા મળ્યા તેથી કોઈ સારો માણસ રહયોજ નહિ અને થાએજ નહિ એ માન્યતા ભુલભરી છે. દુનિયાની વસ્તી બહોળી છે, અને ભલી પ્રકૃતીનાં પણ અનેક માણસો તેમાં મળી શકે છે.

**મળેલા અનુભવથી હાંસલ થતી નિરાશી બાબત.**

આ કહેવાની ગરઝ અને મતલબ એ કે જેમ કોઇ એકને તેનાં વારંમ વાર ઠગાઇ જવાના સબબે નાઉમેદ થવું જોઇતું નથી, અને ભલાં માણસો નથીજ તેમ માની લેવું જોઇતું નથી, પણ ભલા માણસો છે અને હોવાં જોઇએ એવો દ્રઢ વિચાર અને યકીન ( faith ) રાખવું જોઇએ છે, તેમજ

**બુરાઓના વધુ સંબંધમાં આવવા છતાં ભલાઓ માટે ઘણા દ્રઢ વિચાર બાંધવા બાબત.**

હરએક શખસ પોતાના વિચારો જે ભલા સમજી અને માની બાંધી લે છે, અને તે મુજબ કર્મ અને કાર્યો કરવાથી તેના પરિણામમાં તે પોતાને ઠગાએલો જુએ છે, અને વારંવાર તેમ ઠગાવાથી પોતાને માટે પોતાનું ભવિષ્ય સારૂં નહિજ નીવડે તેવાં અનુ-માન પર બલકે નિર્ણય પર આવી જાય છે તેમ ન કરતાં જેમ જેમ વધારે બુરાઓના સમાગમમાં આવતો જાય તેમ આ વાતનો તેણે નિશ્ચય કરવો જોઇએ છે કે બુરાઓનાં પ્રમાણમાં ઘણા ભલાઓ પણ હોવાજ જોઇએ. તેણે જોઇ લેવું કે જેને તે ઘણા સારા માનતો હતો તે તે માનવા અને સમજવામાં તેની ઘણી ભુલ હતી, અને તે અનુભવનો લાભ લઇ તથા તેટલાથી ચોંકી જઇ હવે તે સારા વિચારો કે જેનાં પરિણામો સારાંજ નિવડે તેવા ખ્યાલોની સોંચ અને ફિકરમાં રહે. જેટલા પોતાથી બની શકે તેટલા તથા જેટલા પોતાના ઉંચા અને ઉંડા ખ્યાલો તક પહોંચી શકે તેવા ઉમદા વિચારો અને ખ્યાલો તેણે બાંધવા અને અનુભવેલા સઘળા ભલામાં ભલા ખ્યાલોના સદુપયોગ કરી વધુ સરસમાં સરસ ખ્યાલો તરફ પોતાનું મન અને ધ્યાન લગાડી રાખવું. પોતાના સ્વાર્થ તરફથી મનને હઠાવી પરમાર્થ તરફ દીલ અને ધ્યાન લગાડવું. વળી પોતે ઘણા સ્વચ્છ વિચાર અને ખ્યાલ સાથ બને તેવાં ઉમદા અશો તથા ભલાં કામો પરજ ગુઝર કરતો થવું, કે જેથી, અલબતાં, ઘણા ઘણા વધારે સારા ખ્યાલો તેને ઉપજતા અને પેદાથતા રહે.

**પોતે ભલો બને અને બીજાનું ભલું કરવા પર તૈયાર થાવા બાબત.**

પોતે પોતાને પહેછાને, પોતાનું ભલું કયા પ્રકારે અને કઇ રીતે થઇ શકે છે તે કરી ગુઝરવામાં જરા પણ કચાશ કે બાકી ન રાખે, અને કરવા ઘટતું કરી પરમાર્થી કામો કરવા પોતે પોતાના ઉપર ઉપાડી લે. લોકોનું ભલુંજ માત્ર નહિ પણ ઘણાંમાંઘણું ભલું અને અચ્છામાંઅચ્છું ભલું જે કરી શકાએ તે કરી ગુઝરવા પર તૈયાર થાય તો એમ કહી શકાય કે

તે શખ્સ બીજાઓનું ખરેખરૂં ભલું કરવાને સામર્થવાન છે, અને એવી રીતે વર્તનારને, બેશક, જેમ અમો ઉપર જણાવી ગયા તેમ, ઘણી વાતોનો જાતી ભોગ પણ આપવો પડેછે.

**સ્વભોગ આપવા બાબત.**

જેમકે કોઇ શખસ જો પોતાના સ્વાર્થનેજ જોવા જાય છે તો તે પોતાને આપખુદ, આઝાદ, અને સ્વતંત્ર માને છે. જો એક છડો જેણે શાદી કરી ન હોય ને, પરીણામમાં, બાળ બચ્ચાં થયાં ન હોય, જેના કને માલ મિલ્કત જાએદાત કશી ન હોય, ઘરબાર કે દોસ્ત આશનાઓ વટીક ન હોય, તો તે શખસ પેદા કરે તેટલું ખાએ, જ્યાં જાય ત્યાં પોતાનું વતન અને જ્યાં સુએ ત્યાં તેનું મકાન જાણે, તથા જેના સમાગમમાં આવે તેઓને પોતાનાં સગાંવહાલાંઓ મુકરર કરી લે છે; પણ, તેથી ઉલટું, જે કોઇ ખુદનું ઘરબાર, દોસ્ત આસ્ના, સગાં વહાલાં, બાળ બચ્ચાં, વેપાર રોજગાર, માલ જાએદાત અને અસકેઆમત ધરાવતો હશે તો તે શખસ પોતાને આઝાદ અને સ્વતંત્ર નહિ પણ પરતંત્ર અને બંધાએલોજ સમજશે. તેને પોતાના સ્વાર્થનાં ભાન સાથે આ સઘળાં લાગતાં વળગતાંઓનો પણ ખયાલ રાખવોજ પડશે. બલ્કે બીજાઓના ખયાલ અને ફિકરમાં તે એટલો ગુલતાન અને લિન થઇ જશે કે તેથી પોતાના આરામ અને સુખનો મોટા ભાગે ભોગ આપ્યા વગર પણ તેનાથી રહી શકાશે નહિ. તેને ઘણી વધારે અને જેટલા પ્રમાણમાં પોતાની અને પોતાનાં લાગતાંવળગતાંઓની દીલસોઝી અને ખેરખ્વાહીની ફિકર હમદરદી અને પાસ હશે તેટલાજ પ્રમાણમાં જાતી ભોગ આપવા વિના પણ તેને ચાલશે નહિ.

**સ્વતંત્ર અને પરતંત્રતાની બાબદ.**

તેજ મુજબ તે શખસ પોતાને આસાનીથી અને વગર મેહેનેતે જે ખ્યાલ અને વિચાર પેદા થાય તથા જીસમ અને શરીરના તકાઝાઓ અને ઝરૂરીયાતની ચીઝો તરફની લાગણી, કે જેને હેવાની લાગણીઓ (animal passions) આપણે નામ આપી શકીએ છીએ, તે તૃપ્ત કરવા તરફ માએલ થાય યા

ઢળે અને પોતાના સુખ અને આરામ શોધે. ટુંકમા, આ ઝીંદગી યા સ્વતંત્રતાને એટલે છુટાપણાંને ઇખત્યાર કરે તો પોતાના લાગતાં વળગતાંઓ તરફની પોતાની ફરજને અદા કરવાને તે ભુલેલો છે એમ કહેવાય, અને જેટલો પુખ્તગીના સાથે પોતાને આઝાદ સમજવા લાગશે તેના પ્રમાણમાં તે વળગતાંઓની તરફની ફરજ અદા કરવામાં પાછળ રહેલો લેખાશે. કોઈ વકત તેને તે તરફ ઢલવાનો મૌકો મળશે નહિ યા વળવાની તક હાથ લાગશે નહિ, પણ, તેથી ઉલટું, જેમ જેમ તે વધુ પરતંત્ર બનવાની ટોંચપર પહોંચતો જાય તેમ તેમ તે પોતાનાં સ્વતંત્રપણાંને યાને સ્વાર્થ ( selfishness ) ને ભુલતો જશે, અને પોતાની ઝીંદગીને ગોયા બીજાનાઓનાં ભલાં અર્થેજ અર્પણ કરી દઇ તેઓનું જેવી રીતે અને જેટલી રીતે ભલું થઇ શકશે તે કરી ગુઝરવા પોતાનો ધર્મ સમજશે.

એવા ખ્યાલો અને વિચારોપર જઇ હમારાં Institution ( સમાજ ) ના સ્થાપકે સને ૧૮૯૦ના સાલમાં, દુનિયાના કશા અનુભવ અને તજરૂબા વગર, પોતાની ફકત ૧૮ વરસની નાહની અને કાચી વયમાં બલકે સરકારના કાનુન મુજબ દેખતાં તો પોતાની Maturity ( પાકી ઉમર ) ના પહેલા તબકાના stepping stone ( પગથીઆં ) પર પહોંચતાંજ એવા ઉમદા, નેક, નકલ નહિ થઇ શકે તેવા તરીક અને રસ્તાનાં મહાભારત કામને પોતાને માથે ઉઠાવ્યું, અને સ્વતંત્રતાના દીલખુશ જામને પોતાના દસ્તે મુબારકથી અળગું કરી નાખી પોતાના ભલા ખ્યાલ, ભલા વિચાર, લોકોની હમદરદી ને ખરેખ્વાહી ખાતીર પોતાનો સ્વભોગ આપી, જવાન વયે દુનિયાનાં સુખને એક કોરે મુકી, લોકોનું ભલું કરવા તથા ભલો દાખલો બેસાડવા મહેનત અને તકલીફ, ઇઝા અને હેરાનગતિ જે કાંઇ પહોંચે તે ખમી લેવા પોતે તૈયાર થયા !

**સમાજનું પ્રારંભ. સ્થાપકના ભલા ખ્યાલો.**

એટલી નાહની વયમાં દુનીયાના રંગઢંગના તજરૂબા હાંસીલ કરવા વગર તથા સર્વે પ્રકારના સાધારણ ચાલતી રૂઢી પ્રમાણે મેળવેલા ઇલમો, વકશીયત



Photo No. III.

મીકાતુહ હૈસાદ=મેહદીબાગ શૉપ હેડ ક્વાર્ટર્સ,

જુઓ પાનું ૧૨૫. (નાગપુર) ઈ. સ. ૧૯૦૮.

**સ્થાપકનાં પરમાર્થનાં કામો હાથ ધરવાના ઉસૂલો.** અને જ્ઞાનની ગેરહાઝરીમાં તે સાહેબ આવા વિચારપર કેમ આવ્યા તે એક સવાલ થઇ પડે છે, કે જેનો જવાબ ધર્મ અને દીનના જ્ઞાનનો તથા જાન અને આત્મા (soul and spirit)ની નીસબતનો કેટલોક અભ્યાસ કરવા વગર માલુમ થઇ શકતો નથી. એમ છતાં તેને હાલ આ લખાણ સાથે એટલો સંબંધ નહિ હોવાથી તે વાતને અત્રે પડતી મુકી એટલીજ વાત કેહવી બસ થશે કે કુમળી અને નાની વયમાં બચ્ચાંઓમાં સઘળા સદગુણોનો એટલાં મોટાં પ્રમાણમાં જુમલો યાને જથો હોય છે કે તે જો ખીલવ્યો હોય તો જેમ જેમ ઉમર વધતી જાય છે તેમ તેમ બીજા દુનિયાદાર લોકોના સમાગમમાં આવવાથી દુનિયાના રંગઢંગના તરીકથી, કુનેહથી, કાનુનથી સારી રીતે વાકેફ થવાએ છે, કે જેને લોકો education (કેળવણી), enlightenment, intellectual growth and progress and polished fashion (સભ્યતા) etiquette વગેરા નામ આપે છે, પણ ખરેખર તો સઘળું artificial and impure ( આંડબર અને મિથ્યા ) છે. ખુદરતના રસ્તાથી તથા purity and simplicity ( પવિત્રતા અને સાદાઇ ) થી તે ઘણું વેગળુ અને ઘણુ દુર છે. તેઓએ પોતાપર પડેલી મુસબતથી કહો અથવા હાંસીલ થએલા તજરૂબાથી કહો, યાતો Inspiration ( પ્રેરણા ) થી કહો, યાતો spiritual connection ( આત્મિકયોગ ) થી કહો, જે કહો તે કહો, તે સબબથી પોતાની સ્વતંત્રતાપરનો કાબુ અને કબજો છોડી પરતંત્રતાની બેડીને પોતાના હાથ પગમાં નાખી, અને પોતાની ઝીંદગીને ખરેખરી રીતે લોકોનાં ભલાં અર્થેજ અર્પણ કીધી, જે વાતની writer ( લેખક ) જે તેવણના બાદ તેમની nomination ( નેમણુક ) થી successor ( તેમની ગાદીએ આવનાર ) છે તે તથા તેઓના ચેલાઓ તથા તેમના સઘળાં કામો શહાદત દઇ રહયાં છે.

હવે શરીર અને આત્મા, જીસમ અને નફસ એ question (પ્રશ્ન) આપણી સામે આવી ખડો થાય છે. અગર નફસ અને આત્માને

**આત્મા અને શરીરનું જોડાંણ તથા બેઉનું સાથે સાથે ભલું કરવું.**

ન માનનાર તે વાતને ભલે છોડી દે યા ભુલી જાય, મગર જેના ખ્યાલો ઘણા આઅલા હોય છે અને ઘણી ખુલંદીને પહોંચી જાય છે તેઓ પહેલાં આત્મા અને નફ્સનું અને તેની સાથે સાથે શરીર અને જીસમનું પણ ભલું કરી શકે છે. શરીરનું ભલું કરવું તેઓ ઘણું સહેલું અને બની શકે તેનું આસાન સમજે છે, પણ આત્મા યાને નફ્સનું ભલું કરવું ઘણું દુસ્વાર તથા લગભગ ન થઈ શકે તેવું લેખે છે, પણ તેમ નહિ; તે ન થઈ શકે તેવું દેખાય છે ખરૂં પણ તે છતાં તેઓ કહેવા કરતાં વધુ કરી બતાવે છે.

**પેગંમ્બર તથા તેમના જાએનશીનો માટે સ્થાપકનો ભક્તિભાવ તથા પોતાની કોમ માટેની ભલી લાગણી.**

Late (માજી) મી. મલક દાઉદી વહોરા કોમમાંના એક હોવાના બાએસ, કે જે હઝરત મોહમ્મદ પેગંમબર સાહેબને માનનારાઓમાં શીઆ પંથમાના ફીરકો છે, તે સાહેબને પોતાની કોમની સારી હાલત અને વ્યવસ્થા જોવાને કુદરતી ઘણો ભાવ, હતો અને કેવો પણ એક ઘણો પાક અને અશોઈ ધર્મ હોજો, તથા તેમના સ્થાપક અને તેમનું શિક્ષણ તેવું હોજો, પણ લોકોની હાલત, હદ અને સ્થિતિ તરફ જોતાં તેની સાચી અને ખરેખરી ખુબીને ઘણાંજ થોડા સમજે છે. બાકીના પોતાને બંધ બેસે અને રૂચે તેવી વાતોને પોતાને માટે ધર્મનાં સહી ફરમાન તરીકે વ્હેમ કરી લઈ તે મુજબ પોતાના જાનનાં ભલાં અર્થે તથા નજાત યાને મુક્તિ અને તરક્કી evolution (ખીલવણી) માટે સબબો સમજી તે મુજબ કરી ગુજરવા લાગી જાય છે. તેઓની હાલત એવી હોય છે કે જો એક કિતાબ religious Scriptures યા કુરાન યા શરીઅત યાને મઝહબના એહકામો firmans and commandments કહીએ તે લખેલાં હોય તેવો કીતાબ આસમાન પરથી કોઈ ઉતારે યા ઉતર્યો હોય તો તેને માટે તે પુરતું છે, પરંતુ પેગમ્બર સાહેબ જેઓ બોલતા ચાલતા હોય Inspiration

ઇશ્વરી પ્રેરણા થવાથી, તથા જેમ હકીમ પોતાના બીમારો અને દરદીઓની સારવાર માટે પહેલા લેવા ઘટે તેવા ઇલાજ લે પછી તેની અસર જોઇ લઇ બાદ બીજા જેવા લેવા ઘટે તેવા એક પછી એક ઇલાજ લેતા જાય તાકે એક બાદ કચરો, ફસાદ જ્યાં થયો હોય તે દુર થાય તથા તંદુરસ્તી હાંસીલ થાય તેમ પેગમ્બરોનાં ફરમાન યાને નુસખા commands યા prescriptions એકજ રીતના નહિ પણ કીસમ કીસમનાં હોય છે. જેવાં જેવાં લોકો તેવા તેવા તેમને માટે ઇલાજો હોય છે, કે જે તેઓ એક બાદ એક ઉપયોગમાં લેવે અને તાજુબ કે એ વાત ઘણાઓ સમજતા નથી.

**પેગમબર સાહેબની હસ્તી અને શરીઅત-નાં ફરમાનો.**

પેગમ્બર સાહેબના ઝાહેર થવાના વકતમાં પહેલાં જેને દીન અને શરીઅત કહીએ છીએ તે રસ્તો એકજ ઝાહેર થાયછે, અને તેને લોકો કસરતથી એટલે ઘણાં બલકે કુલ લોક તેને કામમાં લેછે, અને ઘણે ભાગે લોકો તેને અને તેનેજ દેખે છે. તેની ખૂબીઓ સમજવામાં અને સમજાવવામાં એટલા ગુલતાન થઈ જાયછે કે યે નુસખાઓના ઇસતેઅમાલમાં લેવાથી યાને તે મુજીબ કરી ગુઝરવાથી શું અસર (effect) અને ફાયદો થયો તેને દેખતા પણ નથી, અને દેખવું ભુલી જાય છે બલકે પાછા પેગંમ્બર સાહેબ પાસે જતા પણ નથી. એમજ સમજે છે કે યેજ ફરમાનો અમને બધી રીતે ફાયદો કરશે, ને બીજા ઇલમ અને જ્ઞાન તથા વકફીયતની ઝરૂરત પણ નથી તે વકતના લોકોમાંજ તે પાયુ જાય છે તેમ નહિ પણ વર્ષોના વર્ષો તક તેઓ તેવી રીતે પોતાને ભલા અને લાયક સમજે છે, અને તેજ સબબ છે કે મુસલમાનો સમજેછે કે અમેજ અને ફકત અમારીજ કોમ જન્નતમાં જશે, અને બીજા મહજબના લોગો હરગાહ નહિજ જઇ શકે. પોતાના દીન મહજબને આટલી ઉંચી જગ્યા અને પદવી આપે છે. તેઓનું સમજવું અને માનવું એમ સિધ્ધ કરેછે કે પેગમ્બર સાહેબ આવે અને ધર્મનાં ફરમાનોને બતાવે અથવા ન આવે અને ધર્મનાં ફરમાનોની કીતાબજ જો મોકલી આપે યા કોઇ તદબીરથી

આસમાન પરથી ઉતરી આવે તો તે બન્નેમાં કશો ફરક નથી, કેમકે એકને એક સાહેબની ઝબાનથી સાંભલવાનું અને બીજાને કીતાબ વાંચવાથી જાણવાનું સરખી રીતે બની આવે છે. જેમ Materia Medica તથા સેલ્ફ ડૉકટરની બુકો, self instructor વગેરા બુકો છે તેમ ધર્મની કીતાબોને પણ તેઓ સમજી શકે તેમ માની લે છે, અને તેટલાજ પ્રમાણમાં પેગમ્બર સાહેબનાં શિક્ષણને પણ સમજે તો બન્ને સરખું છે.

**શરીઅતની પાંબંદીથી થતા લાભો.**

પણ તેવા લોકો કરતાં અલગ થોડા એવા લોકો પણ હોય છે કે તેઓ મઝહબના ફરમાનો જેવાકે રોઝા, નમાઝ, ઝકાત વગેરા હુકુમોને બરાબર સમજી અને માન આપી તેમાં શું મતલબ અને ગરઝ છે તે જાણી પિછાણી તથા તે ફરમાનો મુજબ અમલ કરી તેના ગુણ સદગુણ હાંસીલ કરે છે, તથા તેની effect યા નતીજા તક પહોંચે છે. તેઓ એમ જાણે છે કે પેગમ્બર ન હતા તે વકતે તેઓમાં જે કાંઇ બુરાઇ અને બદી હતી તે આ નુખસા મુજબ ચાલવાથી દુર થઇ ગઇ અને નીકલી ગઇ, અથવા ખુલ્લા બોલોમાં બોલીએ તો સઘળા આઝાદ અને આપખુદ હતા તેઓની આઝાદગી અને આપખુદી ચાલી ગઇ, કે જેના સબબ તેઓ ધર્મ ગુરૂ અને પેગંમ્બરોને ખરી રીતે તેઓ દેખી અને સમજી શકતા ન હતા, બલકે જો દેખતા અને સમજતા તો ઉપર જણાવી ગયા તેમ સમજતા; પણ તે ફરમાનોનો સદઉપયોગ કરી જે ફાયદો હાંસીલ કીધો તે આ કે તેઓ એમ જાણવા લાગી ગયા કે પેગમ્બર સાહેબયે હમારાથી આ કામો કરાયા છે તો હવે પેગમ્બર સાહેબ પાસે જઇને વધુ સારા ફાયદાઓ તલબ કરવા. જેમ દરદી પોતાનો

**વધુ લાભ મેળવવા માટેની કાલજી.**

એહવાલ ડાકટર નજદીક જઇને કહે કે તમારી દવાએ આટલો ફાયદો કીધો—હવે શું દવા આપો છો? જેઓ પેંગમ્બર સાહેબ પાસે ગયા તેઓ—એ બહુજ ફાયદો ઉઠાવ્યો. તેઓના નજદીક ધર્મની

ખરી ખૂબીઓ માલૂમ થતી ગઇ, જેમકે નમાઝ, રોઝા વગેરા જીસમ અને શરીરથી થતાં કાર્યો છે તો તે ઉપરાંત હવે નફ્સ અને આત્મા જેવા બુલંદ અને આઅલા દરજજા વાસ્તે શું સદગુણો પ્રાપ્ત કરવા જોઇએ તે તેઓને જાણવાને બની આવ્યું. એ વાતથી તેઓ માહેર થયા, અને એક બાદ એક તેવા નુખસાઓના અઝમાએશના સબબ ખરા મઝહબની ખરી બુલંદી તેઓને હાંસીલ થતી ગઇ. એવી નેમ અને મતલબ પેગમ્બરોની હોવાથી ફક્ત તેઓ

**હીદાયત દેનારના જાએનશીનો.**

આ આલમમાં હીદાયત દેવા રાસ્તો બતાવ્વા આવ્યા છે તેમજ નહિ પણ તેઓએ તેમના વક્તમાં પોતાના Nominee (વારસ અથવા નીમેલા સાહેબ) ને કાએમ કીધા તેમ તેમના બાદ પણ કરતા ગયા, અને એકના બાદ એક તેઓ સઘળા precepts (ઉપદેશ) અને doctrines (ધર્મજ્ઞાન) ને સઘળામાં ફેલાવવા તથા લેવા આવનારને આપવા માટે મુકરર કરતા ગયા—તાકે કોઇ વક્ત એવો ન હોય કે તેમાં તેમના Nominee (નીમેલા સાહેબ) ન હોય. અગર વકત એવો હોય કે nominee (નીમેલા સાહેબ) ને કેટલાક સબબો સર ઝાહેરમાં આવવું નામુનાસીબ હોય તો તેઓ પોતાના representative (પ્રતિનિધિ) ને કાએમ કરી પોતાનું કામ બજાવતા રહે.

આ તે દાઉદી વોહરા કોમના દીની ઉસૂલો યાને principles (ધર્મતત્વો)

**દાઉદી વહોરા કોમના દીની ઉસૂલો.**

છે. તેઓ એમ કહી શકે છે કે તેઓ ખરેખરી રીતે મોહમ્મદ પેગમ્બરને માનનારા અને સચાવનારા છે, અને બીજા જે તેઓના ગેર છે તેઓ પેગમ્બર સાહેબને ચોકસ હદ તક સમજે છે, પુરી રીતે સમજનારા અને માનનારા નથી.

પણ જેમ પેગંમ્બર સાહેબના વકતમાં ઘણો ભાગ પેગમ્બર સાહેબને બરાબર ના સમજ્યા અને ઘણા થોડા લોકો ઘણે

**વકતના વહેવા સાથે ક્રમતી થતો ભકિત ભાવ.**

ભાગે સમજ્યા તેમ વકતના વહેવા સાથે થોડે ભાગે સમજવાળાઓ થકી પેગંમ્બરના nominees (નીમેલા સાહેબો ) થી અથવા તેમના represent tives (પ્રતિનિધિઓ) થી પેગમ્બર સાહેબ અને તેમના મઝહબે પાકને વધુ અને વધુ સમજવા અને જાણવા લાગ્યા. વળી જેઓ વધુ જાણવાવાળા હતા તેઓમાંથી પણ તેઓનો પેગમ્બર સાહેબના nominees ( નીમેલા સાહેબો ) and representatives (અને પ્રતિનિધિઓ) પરથી ઉમદો અને ભરોસો કમ થતો ગયો, અને જેઓ તેઓના મુસલીમ બીરાદરો પેગમ્બર સાહેબના પહેલા નુસખાપરજ ફરેફતાહ થઇ ગયા તેમ આ લોકો પણ તેમના પર જારી થએલા નુસખા પર ફરેફતાહ થઈ ગયા, અને આગળ વધતા તથા મઝહબે હકના ફરમાન અને precepts (ઉપદેશો) થી થતા અઝીમ ફાયદાઓ હાંસીલ અને પ્રાપ્ત કરવાથી બેનસીબ રહી ગયા.

**ગેર રાહપર ચાલ-નારાઓને ખરા રાહ પર લાવવા માટેનો તરીક.**

આવો મામલો દાઉદી વોહરા કોમનો દેખી તથા તે ફીરકાના મુતવલ્લી-ઓના આવી responsibilities ( ઝીમ્મેદારીઓ ) થી ભરેલા ઓહદા હોવા છતાં તેઓનું તે મઝહબની બુલંદી અને ખુબીઓનાં જ્ઞાનના ભંડારના જ્ઞાનનું અદમપણું અને પોતાની કોમ-ના તરફની duty (ફરજ) બજાવવામાં પાછળ અને કાયર દેખી મોટા દાવા હોવા છતાં તથા ઘણી મહેનત અને મુસીબતો ભોગવી એક સીલસીલો, line of descendants ( વંશાવળી ) ને કાએમ રાખવા માટે હાદી વ પેશવાઓએ ઉઠાવેલી રંજો ઝેહમતને પાણીમાં ડુબાવી દેવા જેવા કટોકટના વકતે મદદપર આવી લોકોનું ભલું કરવા અર્થે તેમજ સાથે સાથે તેવા નેક અને ભલા કોમના ખેરખ્વાહોના લીધેલા શ્રમને મટી જવા નહિ દેવા તથા તેમના ઉપદેશ તથાં શિક્ષણને તેમ તેમના ભણેલા અને જણાવેલા religion (ધર્મ) ના doctrines and precepts (શિક્ષણો અને ઉપદેશો)

ને લોકોમાં જાહેર કરી તે સાહેબોને જશ અને લાભ અપાવવા, તેમ સાથે સાથે ધર્મ અને મઝહબની બુલંદી તથા પાકીઝગીનો ખરો ખ્યાલ લોકોમાં આપી તેની કિર્તી અને બુઝરગીમાં વધારો કરવા તથા તેવી ખરી રીતે લોકોને તે પાક પરવરદેગારની ખરી બંદગી અને પરશતીશ કરવા પર લગાવવા ખાતીર મરહુમ મલક સાહેબે આ Institution (સમાજ) કાએમ કરવાનું બીડું ઝડપ્યું હતું.

આ જગ્યા પર આ વાતનો ખુલાસો કરવો ઘણો ઝરૂરનો છે કે જેમ ઇસલામ અને બીજા મઝહબવાલાઓ માને છે કે પોતાનો મઝહબ પાક છે અને બીજાઓના તેવા નથી તેમ લેત મલક સાહેબે પોતાના principles and doctrines (ધર્મના તત્વો અને શિક્ષણો) માં તેવું શીખવ્યું નથી, બલ્કે તેમના શીખવેલા doctrines તો એ છે કે "There is truth in every religion, and truth can be found anywhere, but people must have thorough insight into their own religion. (પ્રત્યેક ધર્મમાં સત્ય છે અને સત્ય કયાંઇ પણ મેળવી શકાય છે; માત્ર લોકોને પોતાના ધર્મનું પાક જ્ઞાન હોવું જોઇએ.)

**મઝહબના સહીપના બાબે**

ખાસ કરી તેઓ સાહેબ હર વકતમાં એજ બોધ આપતા હતા કે હરેક ધર્મમાં હાલ વીસ વરસ થયાં ચર્ચા જનમ પામી છે, અને લોકોમાં તે વખતથી ખંડન મંડન શુરૂ થયું છે. લોકો જે જે blind faith (અંધ વિશ્વાસ) પર લાગેલા હતા તે હવે ઘણે ભાગે shake (શિથિળ એટલે ઢીલા) થયા છે, અને હરએક કોમ, મઝહબ અને ગીરોહમાં એવા લોકો હસ્તી ધરાવે છે અથવા જાગ્રત થયા છે કે જેઓ પોતાના ધર્મને ખરી રીતે esoteric (આંતરીક) યાઅને ખરી અંદરની યા બાતીની કેફીયતપર સમજવા લાગ્યા છે, અને તેવા precepts and doctrines (ઉપદેશો અને શિક્ષણો) પર આગાહ હોવાના સબબે

**મઝહબોની ફેલામની. ખરી ખુબી તથા ભાઈપણું.**

તેઓ મોકેઅ દર મોકેઅ લોકોમાં ફેલાવો કરી તેઓને પણ જાગૃત કરવાની કોશિશ અને પેરવી કરે છે. બેશ્ચીત, એમ કરતાં કરતાં એક વખત એવો આવશે કે જેથી સઘળા એકબીજાને ખુલ્લી રીતે પેછાની પોતાના ભાઇચારા અને ભાઇપણાને તેમ એકજ leader (આગેવાન અથવા ગુરૂ) ના તેઓ સઘળા disciples (શિષ્યો) છે તેમ લોકોને જાણીતા કરવાની તક લેશે, અને જે dogmatic principles and exoteric doctrines, religious observances, rites and ceremonies પર લોગો લાગેલા છે તેમને shrink એટલે દુર કરી ખરા સ્વરૂપમાં તેઓ ખુદ ઝાહેર થશે, તથા સર્વે religion (ધર્મ) ને તેના ખરા સ્વરૂપમાં with all their real beauties and virtues (ખરા રહસ્ય અને પવિત્રતા) માં દેખાડી સઘળા religions (ધર્મો) એકજ છે, જાનના યાઅને soul ના evolution (ખીલવણી) અને તરકકી માટે સરખા તરીક અને રસ્તા છે, એક બીજામાં કશો ફરક નથી બલકે there is nothing but one religion (માત્ર એકજ ધર્મ છે) અને સઘળામાં religious brotherhood (ધર્મ બંધુત્વ) છે એમ સાબીત કરી બતાવશે.

**આત્મિક અને શારીરિક બહેતરી માટે સમાજની સ્થાપના. સન ૧૩૦૯ હીજરી. ૧૮૯૧ ઇસવી.**

પણ તેવા અમર યાઅને બાબત પર ગુઝર કરવા પહેલા આ વાત જાણવી ઘણી ઝરૂરની છે (જેમ જણાવી ગયા છીએ તેમ) કે ધર્મ કાંઇ ફકત ઇનસાનના જાનની ભલાઇ અને નજીત માટેજ છે તેમ નથી. જેમ ઝાહેર ઝાહેર ધર્મો લોગોને fanatics (ઝનુની) બનાવે છે તેમ નહિ પણ સાથસાથમાં બલ્કે stepping stone (પ્રથમ પગથીઆ) તરીકે જીસમ અને શરીરની સફાઇ, સાદાઇ અને પાકીઝગી તરફ ચલાવે છે, અને તેનામાં તેના રસ્તા અને તરીક તરીકે society (સમાજ) અને society ના કાયદા કાનુન અને તેના બંધારણ અને રચનાની ઉપર પણ ઘણું ધ્યાન આપે છે. તેના પર ઉમદો રાખવો

તથા તેના ચલણને અને રિવાજને શુરૂમાં ઇખ્તેયાર કરી તેના પર સર્વે ભલાઇ નેકી ખેરખ્વાહી, દીનદારી યાને ધર્મ વગેરેની રચના આરંભી તે મુજબ ચાલવાથી દુનિયા અને દીન બંનેમાં પોતાને વાસ્તે ભલાઇ મુકરર કરી શકાય છે, અને દીનના સબબે દુનિયાદારીની સલાહીય્યત, બહેતરી, ઇનસાફ, અદલ, સુખ અને ચેન, જે દુઃખ દરદથી નિરાળુ અને ચોખ્ખું છે તે હાંસીલ કરી શકાય છે. એવાં સહી અને ખરા સુખ તરફ સઘળાને ચલાવવાને તથા ચાલવા માટે રસ્તો દેખાડવા તથા રસ્તે પાડવા માટે મરહુમ મલક સાહેબે એક સોસાએટી યાને જમાઅતની કેરીયત પર અતબાએ મલક નામની community (સમાજ) ની સ્થાપ્ના કીધી, અને તે સ્થાપ્ના ૧૮૯૧ ના શુરૂથી થએલી કહી શકાશે.

**તાઅલીમના દરજામાં તાઅલીમની કપ. તાઅલીમથી ઉંઘડતી આંખો. ઝોહાકી ચાલના અને સહી ધર્મ ગુરૂઓમાં ખુલ્લો ફરક.**

જે વકતે કે દીની યાને ધર્મના principles (તત્વો) માં ગુઝર કરવામાં આવ્યું છે તો ઝરૂર થાય છે કે તે ઉસૂલોમાંના આ એક અસલને પણ સાથ સાથમાં ગુઝારી જઇએ. લેટ મી. મલકની તાલીમ આ વાતની ન હતી કે ધર્મ અને મઝહબના સર્વે ઉમૂરો અને ઉસૂલો તેના અવ્વલથી અખીર તક યાને શુરૂથી કે છેડા તક એકજ હોવા જોઇએ. એમ નહિ કે એક beginner (નવા વિદ્યાર્થી) વાસ્તે જે A. B. C. હોય તેજ બારાખડી આગળ વધેલા માટે પણ હોય? નહિ; તેવણ સાહેબનું શિક્ષણ કહીએ અથવા religion ના principles (ધર્મના મુળતત્વો) થકી એક કહીએ તો આ વાત હતી કે beginners (નવા વિદ્યાર્થીઓ) વાસ્તે A. B. C. જુદી છે, અને જેમ જેમ advanced (આગળ વધેલા) થતા જાય તેમ તેમ precepts and doctrines (ઉપદેશો અને શિક્ષણો) તે વાસ્તે બદલાતા જાય, અને qualification and attainment (લાયકાત અને સદગુણ) ના પ્રમાણમાં તે religion (ધર્મ)ની

ખરી beauty (રહસ્ય) ને વધારે અને વધારે ખુબીવંતી હાલતમાં તે પહેછાનતો અને સમજતો જાય. A. B. C. સઘળી બદલાતી જાય અને એક નુસખો જે beginners (નવા વિદ્યાર્થીઓ) વાસ્તે હોય તે adepts (મહંત) વાસ્તે પણ તેજ હોય તેમ નહિ પણ તેના વાસ્તે બીજા નુસખાઓ હોય, જેથી સુધારક (reformer) જે વક્ત અને ઝમાનામાં હોય તેને એમ નહિ સમજવું જોઇએ કે જે નવા વિદ્યાર્થીઓ (beginners) વાસ્તે A. B. C. ના મનઝીલામાં છે તે ગલત અને ખોટા છે, અને આગળ વધેલા (advanced) લોગો વાસ્તે ઉપદેશો અને શિક્ષણો (precepts and doctrines) છે તેજ સહી અને ખરા છે. પણ A. B. C. અને બીજા ત્રીજા ઉપદેશો અને શિક્ષણો (precepts and doctrines) સઘળા ખરા છે. A. B. C. નવા વિદ્યાર્થીઓ (beginners) વાસ્તે અને બીજા તીજા સદગુણીઓ, મહંતો અને આગળ વધેલા (men of attainments, adepts and advanced) લોગો વાસ્તે છે. એક ધર્મવાળા બીજા ધર્મવાળાઓ સાથે લડેછે તે લડવાનો સબબ જલકીઆ શિક્ષણો (exoteric doctrines) જ છે, અને તેમાં એકને ખરા અને બીજાને ખોટા કહે છે અને ઠરાવે છે; જ્યારે બીજા હાથ પર કંઇક ઉપરના દરજ્જા (advanced stage) ના લોગો A. B. C ને નીંદવા લાગી ગયા છે તેને ખોટી કરે છે, પછી તે તેજ મજબની વાત હોજો યા ગેર અને બીજા મઝહબની વાત હોજો. પણ ખરી હકીકત તો ઉપર જણાવી ગયા છે તેમ છે કે નથી કોઇ એક ખોટું, નથી કોઇ દીન અથવા મઝહબ તેના અસલ અને સાચ વગરનું, પણ સઘળા બરહક છે. એટલુંજ લોગોને સમજવું અને સમજાવવું જોઇએ છે કે તેઓ પોતાને જે શુરૂમાં શીખવાનું સમજવાનું માનવાનું મળ્યું છે તેજ છે. તે પછી બીજું સંપાદન કરવા (attainments) ની ઝરૂરત નથી, અને હવે પરલોકમાં (next world) તેઓને નેક બદલો મળશે તેમ કીફાયત સમજી અને માની લઇ ચુપ ન બેસી રહે તો આગળ વધવા progress કરવા, progress આગળ વધારવા, નવી નવી ખુબીઓ અને ચીઝોને જાણુવા તૈયાર થવું જોઇએ છે. જે જે

નવી ચીઝો, તેમના રૂકી જવાથી અથવા અટકી પડવાથી, જાણવાને તેઓ
સદાના બેનસીબ રહે છે અને પોતાના ખરા ખેરખ્વાહને જાણવાને તથા
પેછાનવાને તથા ધર્મની ખરી ખુબી અને ઉમદગી અને પાકીઝગીને જાણવા
અને વાકીફ થવા તેઓ પોતાની આગળ વધેલી અને સંપાદન કરેલી ( ad-
vanced and attained ) હાલતમાં એમ સમજશે કે જેમ એક આંધળો
દેખતો થાય, તેમ પોતાની પહેલી હાલત કે જેને તે દેખતી હાલત સમજતો
હતો અને તેના પર વિશ્વાસ ( blind faith ) ને કાએમ કરીને તે માટે
અને તેના પર લડવા મરવા તૈયાર થયો હતો તેને પછીની હાલતની સાથે સર-
ખાવતાં અંધાપો સમજી પછીની હાલતને દેખતી હાલત સમજશે, અને ધર્મ
ગુરૂના હકને તે પેછાનતો જશે અને ઇકરાર કરશે કે ધર્મ હક છે, ધર્મથી
સર્વ ખૂબી છે, ધર્મજ દુનિયા અને આખેરત સુધારવાના વાસ્તે રાસ્તો અને
તરીક છે, અને ધર્મગુરૂ ઝોહાકી દોરના ઝોહાક લોકો નથી, ફસાદ લાવનારા
અને કરાવનારા નથી, લુટનારા અને મારનારા નથી, પણ ખરેખર તેઓ લોકોના
ભલાં અર્થે પોતાની જીંદગીને અર્પણ કરનારા તથા તે ઉપર સાબીત અને
લાકી રહી મહેનત અને મુસીબત ખમી જે ખરેખર સુખ અને આરામ છે
તે લોકોને બક્ષનાર છે, કે જે સુખ ન તો રાજા, ન તો પ્રજાસતાક રાજના
પ્રમુખ (president), ન તો કેવોએ માલદાર શખસ બક્ષી શકે છે!

આવા વિચાર અને શિક્ષણો અને ઉપદેશો (doctrines and precepts)
પસરાવનારા ( set forth કરનારા ) સાહેબ જે કામને આરંભે તે કામમાં
સર્વે ઉપદેશો અને શિક્ષણો ( precepts and doctrines ) ના તત્વો
(elements) ની હસ્તી સાથે લાગુ હોવી જોઇએ, અને ખરેખર તેમજ છે.
જે ઇનસ્ટીટયુશનને પોતે જારી કીધું. ૧૮૯૧ માં તે
**સ્થાપકની ઉમદા** એક અનુપમ નમુનો ( unique model ) **અને**
**તાઅલીમ અને નેમ.** ideal તરીકે છે તેને વ્યવહાર આકાર ( practical
**નુકસાનનું પાયું** shape ) માં એટલે લોકો ઉપયોગી હાલતમાં લાવવાની
**જાવું તેના મેમ્બરો** પોતાની પુરી ખત અને કોશિસ પોતાના વખ્તમાં
**તરફ લાગુ પડવું** પુરી રીતે હતી, અને હાલના Mr. Malakને **તેજ**

વાતની કોશિસ અને પેરવી છે. અગર સમાજના સભાસદો (members of the Institution) તેમાંની કોઇ એક બાબતમાં યા ઘણાંમાં અપુર્ણુ ( lack ) થાય છે તો નથી તે સાહેબનાં શિક્ષણો તથા તત્વો ( teachings and principles ) તથા તેને સમજુતી ( explain ) કરવાની બાબતની ખામી ( defects ) ના સબબ, મગર તે સભાસદોની ગફલતી ( members' carelessness or inattentiveness ) અને બેપરવાહી (indifference) હોવાના સબબે અને બાએસ થકી છે.

કેટલીક ચીઝો એવી છે કે તેનો વકત અને તેવા સંજોગો અને circumstances તેમ ખરેખર કહીએતો જરૂરીયાત ( necessities ) શીખવે છે, અને political યાએ નેરીયાસતી મોઆમલાતમાં અગર આવુ સમાજ ( Institution ) અપૂર્ણુ (lack) માલૂમ પડે છે, તોપણ એવા સમાજનાં તત્વો ( principles ) પર કામ કરનારાઓ માટે સંજોગો અને જરૂરીયાત ( circumstances and necessities ) તેમને સુચવશે અને ઉપજાવશે; અને એ સમાજ ( Institution ) ના આગેવાનની સહાયતા ( co-operation) થી અને સલાહ અને મશવરતથી તે સઘળું આસાન રીતે બની શકે તેમ છે. વ્યવહારી રીતે બોલતાં (practically speaking) જેમ એક શેહનશાહી રાજ્ય, ( imperial government ) પ્રાંતિક રાજ્ય ( provincial government), સ્થાનિક સ્વરાજ્ય (local self government) હોય છે છે તેમ આવા સમાજ ( Institution ) ને શેહેનશાહી રાજ્ય ( imperial government ) ન કહીએ, પ્રાંતિક રાજ્ય (provincial government) નં કહીએ, પણ સ્થાનિક સ્વરાજ્ય ( local self-government ) તો કહી શકાશેજ, અને જેઓ સ્થાનિક સ્વરાજ્ય ( local self government ) નો વહીવટ સંતોષકારક રીતે કરી શકે છે અને તેનો પાયો મઝબુત અને સંગીન ( sound and genuine ) છે તો તેજ પાયા ( basis ) પર પ્રાંતિક રાજ્ય ( provincial government ) અને તે બાદ એક પગથીઉ ઉપર

**સ્થાપક અને સમાજનું મહત્વ. તેના ચેલાઓના ગુણદોશ તથા તેમના માટે સ્થાપકની જુસતજુ.**

(a step higher) શેહેનશાહી રાજ્ય (imperial government)ની વ્યવસ્થા (management પણ તેવીજ સંતોષકારક રીતે થઇ શકે છે, કેમકે ત્રણે જાતની સરકાર (government)માં ફરક કંઇ નથી. ફરક છે તો મોટાઇનો (grandness, vastness and extensiveness) નહિ કે તેના અસલ પાયા (basis) માં કાંઇ ફરક થઇ શકે યા કરવાની જરૂર છે. અમે જગતને માટે જન્મેલા છીએ, અમે જગતને માટે કામ કરીએ છીએ, અને જગતને માટેજ મરીશું (We were born for the world, we work, for the world; and we would die for the world) ના તત્ત્વ (principles) પર કામ કરવાનું છે. એકજ સિધ્ધાંત (formula) થોડા લોગો (limited number) માટે તેમજ ઘણાજ અને અસંખ્ય લોકો (extensive and enormous number) માટે સરખી રીતે લાગુ (applicable) થઇ શકે છે. એવા એક સમાજ (Institution) ની સ્થાપના કરવામાં તેના શુરૂમાં પોતાના એવા નેક અને ઉમદા વિચાર અને તેપર પોતાનો પક્કો અચળ અને દ્રઢ (unshrinkable and unshakeable), અઝમ અને ઠરાવ તથા આત્મભોગ (self sacrifice) ના ઉત્તમ દાખલા (precedence) રજુ કરવાની ઘણી જરૂરત છે, અને તેને આ Mehdi Bagh Institution ના સ્થાપક (president founder) એ પોતાના અમલમાં પુરેપુરી રીતે રજુ કરી બતાવ્યા છે. આવા ઉમદા વિચાર ઉપજવાના નઝદીક કહીએ અથવા બીજા ઘણા ઉમદા અને ઘણા નેક અને ભલા સર્વેનું ભલું ચાહનાર અને આખી દુનિયાની દરિદ્રતા મટાડનાર સાહેબની તાઅલીમો મદદથી તેઓએ પોતાના ચાલતા વેપાર રોજગારને પડતો મૂકી, તે તરફ બેદરકાર થઇ, તેમ પોતાના સગાં સ્નેહી જેઓ હતાં તેમને પોતાની ખરી હાલતથી વાકીફ કરી, તેઓ જો સાથ કરવા માંગતા હોય તો કરે, નહિ તો તેઓ પોતાનું ફોડીલે તેવો

તેમને બોધ કરી, પોતાના વેપાર ધંધાને બંધ કરી, પોતાનાં આ ઉતમ કામમાં મદદ દેવા લાયક કોણ છે—પોતાના મળતા વિચારો કોણ ધરાવેછે, તથા એવા દ્દઢ વિચાર એવું લોકોનું ભલુ ચાહનાર જાતિ ભોગ આપવા તૈયાર થનાર પોતાના સહાયકાર અને મદદગાર કોણ થઇ શકશે તેવાની જુસ્તેજુ અને ફીકરમાં પોતે રહયા.

અગર દીન મઝહબ અને આત્મિક સંયોગ ( spiritual connection ) ના પ્રકાશ ( light ) થી લઇએ તો તેવી રીતે તેવણ સાહેબ એ
હાલના ( present ) Mr. Malak ને જાણી
Late Mr Malak **અને** લેવા પામ્યા, અથવા તે પ્રકાશ ( light ) માં ન
present Mr Malak જઇએ તો પોતે કોઇએક તેમના પીછાનવાલાના
**ના** contact **માં આવવું** સમાગમ ( contact ) માં આવ્યાથી તેમને
**તથા તેઓ બંન્ને વચ્ચે-** વીસાતત માઅરેફત યાને સાધન ( medium )
**નો સહી** relation. થી present Mr. Malak ના late Mr
Malak સમાગમ ( contact ) માં આવ્યા,
અને જેમ late Mr. Malak, preset Mr. Malak ને ઢુંડતા હતા તેમ present Mr. Malak, late Mr. Malak ની શોધ અને જુસ્તેજુમાંજ હતા; અને ત્યારે એક બીજાના શુરૂ શુરૂનાજ યાઅને પહેલી વકતનાજ સમાગમ ( contact ) માં આવ્યા કે તરતજ એકબીજાના સ્વભાવ ( character ) ને કહો યાકે દીલને કહો યા કે અંતઃકરણ ( conscience ) ને કહો કે ઝમીરને કહો અંતરજ્ઞાન ( Intuition ) થી કહો કે ઇશ્વરી પ્રેરણા ( Inspiration ) થી કહો, એક લોહીના સંબંધ ( blood relation ) થી કહો કે આત્મિક સંયોગ ( spiritual connection ) થી કહો, એક બીજાને એવા સમજવા અને માનવા લાગ્યા કે એક બીજા વાસ્તે Godsent છે. વળી એમ પણ કહીએ કે તેઓ એક બીજામાં બીજાને નહિ પણ ખુદ પોતાનીજ સૂરત અને ચેહરા, લીઆકત અને મેલવેલા સદગુણો (qualification and attainment) ને દેખવા લાગ્યા, અને તે પછીનાં આટલાં નવ

દસ વરસના અરસામાં તેઓ એક બીજાને બીજા તરીકે જોઇ અને માની શકયાજ નહિ, બલ્કે એમ કહીએ કે એ આત્મા એકજ છે (a soul split into two) અને જેમ જેમ વધુ અને વધુ સમાગમ ( contact ) માં આવતા ગયા તેમ તેમ તેઓના કેડેના લાગનાર યાઅને followers ને પણ તેવું સમજમાં આવવા લાગ્યું ને તેઓને પણ તેવો ભાસ થવા લાગ્યો. Late Mr. Malak ના present Mr. Malak વાસ્તેની પસંદગી (selection) એ નેમણુક ( nomination ) અને નેમણુકે પસંદગીનું રૂપ પકડયું. Nomination and selection માં કશો ફરક કરનારને કરવાનું બની આવ્યું નહિ, બલ્કે તેઓનું એ જુદા જુદા જીસમમાં અને શકલમાં હોવું એ સમજવાવાલા, જાણવાવાલા તથા ધર્મના ઉંચા વિચારો (religious high notion) ધરાવવાવાલાઓના નજદીક એક કોહેડો (riddle) છે કે જે સાફ થઈ શકયો નથી. સારાંશ, (In short) એમ કહીએ કે મરહુમ Mr. Malak and present Mr. Malak એકજ હતા અને છે, કે જેનો કોહેડો હાલ નહિ પણ આગળ જતા જેમ વખત પસાર ( time pass ) થશે, સૃષ્ટિના મુસ્કિલ પ્રસ્નો ( difficult problems of the world) નો તસફીયોહ યાને સફાઈ થતી જશે તેમ આ કોહેડાનો પણ ખરો ખુલાસો મળી જશે. એ વાતને અત્રે છોડી, સમાજ (Institution) કેમ બંધાયું (organize થયું) તેની તવારીખ તરફ ઉતરીએ કે જે ખાસ ગરજ અને મકસદ છે. આ સઘલું તો તેની પ્રાથમિક પ્રસ્તાવના (preliminary preface) યા દિબાચો (Introduction છે એમ કહીએ તો ચાલે.

---

### ૩.

મંડળીની સ્થાપના ૧૮૯૧ના સાલમાં થઈ.

**Present Mr. Malak** ના પણ ખયાલ એવાજ હતા કે કોઈ તદબીરથી પોતાની કોમને સુધારવી. કોમમાં હોનાર ફસાદ,

**Present Mr. Malak ના પોતાની કોમ બાબેના ખયાલો, હમદરદી તથા બહેબુદી માટેની નેમ. Late Mr Malak ના Contact એ કુદરતનુ શુભ કહેણ તથા મદદ and the present Mr. Malak ની દુન્યવી કારકીરદીની ટુંક પેછાણ.**

ઝગડા, અજ્ઞાનપણું, નીચાઈ, દીનદારીના બદલામાં પકકી દુન્યાદારીનું હોવું, લોકોના ધર્મના સંબંધમાં પ્રત્યક્ષ (direct) ખીલાફના ઉમૂરો તેમ ઝાહેર તે જમાઅતના ઉપર હોનારી દેનદારી એ સઘળાં ફસાદ દૂર કરી જેવા દીન મઝહબના બુલંદ એહકામ અને ફરમાન છે તેવા લોગોમાં અખલાક પેદા કરાવી, તથા તે કોમના દાવા મુજબના લોકોને અમલપર લાવવા; આવા આવા ખયાલોમાં પોતાની જવાન વયથી ગુટાયલા રહેતા હતા—યહાં તક કે અગર કામ પડેતો પોતાની ઝાતને તેજ કામને યાને કોમને સુધારવાના કામને હાથ ધરવામાં અગર પોતાના સુખને અને આ–ઝાદગીને છોડી દઈ ઝીંદગી અર્પણ કરી દેવી પડે તોપણ તે કરવા પર તૈયાર હતા! તાકે કાંઈબી સુરતથી ભાઈબંધી (brotherhood) જે તેમનો પાક મઝહબ ખરેખર રીતે શીખવતો હતો તે પેદા થાય. તેમની નઝરમાં મઝહબ એવો હતો કે જે મઝહબ પોતાના એહકામના રૂબબ લોકોથી તેની પાબંદી કરાવી અમલ કરનારાઓના અમલના સબબ તેઓમાં એકસંપી અને ભાઈચારો પેદા કરાવે, તાકે સઘળાના અમલો એકસાં હોવાના બાએસ તેઓ એકજ દીખે. જેમ લશ્કરમાં એક સરદાર હુકુમ કાઢે તે વખ્તે સઘળા તેને સુણી એકજ કીસમની હરકત કરવા પર તૈયાર અને આમાદા હોય, તેમ કોઈ હેરફેર હોય નહી. અને તેના સાથમાં દુનિયામાં કમ હોશ કરવું એ દીન અને મઝહબ શીખનાર હોવાથી તથા ઉમદા ખૈરાત તથા સખાવત દીલનીમોટાઈ તથા નવાઝીશની નઝર, ભાઈપણાનો તરીકો તથા એક ભાઈની બીજા તરફની ફરઝ એ સર્વે-સદગુણ એવા છે કે જેથી તેજ મુજબ અમલનો કરનાર અમલ કરે તો આજે જે સ્થિતિ નુકસાનો બાદ કરતા આ મંડળીની છે તેવો ચિતાર અને નતિજો તે અમલના કરનારાઓનો પણ આવ્યા વગર રહે નહિ.



Photo No. VI.

મેહદીબાગ સ્કૂલ = હૈદરી મકાન ( મેહદી બાગ. )

જુઓ પાનુ ૧૨૫.

ફોટો લીધો ઈ. સ. ૧૯૦૮.

એવા ખયાલોમાં ગુટાએલા હતા તેમ ખયાલોના મુજીબ અમલ બજાવવાનો સખ્ત તકાઝો હતો, તેવામાં late Mr. Malak ના સમાગમ ( contact ) માં આવવાએ નવું લોહી તેમનામાં રેડયું, અને ખુદા તરફથી કોઈ એન વકત પર પેગામ કેમ લાવે તેમ late Mr. Malak પેગામ યા mission લાવ્યા, અને પેહલીજ મુલાકાતમાં પોતાના વિશ્વાસમાં લીધા. જે વકતે કે present Mr. Malak, late Mr. Malak ના સમાગમમાં આવયા તે વકતે present Mr. Malak પોતાના મુખતસર કુટુંબ ( family ) નાં પોતાની માસીક રૂ. ૨૫૦) ની આમદમાંથી ગુજરાન ચલાવતા હતા, તેમ પોતાના કાકા અને નઝદીકના લોગો સારી હાલતમાં તેમ લખ્ખોપતીઓ હતા, જ્યારે બીજા હાથપર late Mr. Malak યે પોતાનો ધંધોધાપો વેપાર રોઝગાર સઘળો એકબએક છોડી દેવાથી તથા તેઓના પિતા ( father ) ના વકતથી તેમના પર કરજનો બોજો આવી પડવાથી તેઓ સાહેબ કરઝદારીની હાલતને પોંહચ્યા હતા, તથા જે માલ અને મતા તેઓની હતી તે સર્વ તેમના માગનારાઓ જપ્ત કરી બેઠા એટલુંજ નહી પણ તે ઉપરાંત લેહણા રૂપિઆ બાકી રાખી વારંટો જારી કરી રાખ્યાં હતાં !

હવે જેમ જેમ લોકોને માલુમ પડતું ગયું કે તેવણ સાહેબ ધર્મઉપદેશ કરે છે તથા આલીમ અને પઢેલા લોગો કરતાં ઘણા ઉમદા ખયાલો ઝાહેર કરે છે, અને ભલી બાબતો પર વાદવિવાદ કરે છે,

**પોતાની કોમના લોકો** તથા આલીમ લોકોનો તે સાહેબ પર વિશ્વાસ અને **તરફથી તકલીફ અને** શ્રધ્ધા (faith, belief) વધતો જાય છે તો પોતાની **ઇઝા દેવાની શરૂઆત.** કોમમાં બખેડો ન થા યતથા તડ ના પડી જાય તેમ વિચારી ઉપદેશ સાંભળવા જનારા લોકોને રોકવાની

માનામાં સઘળા માગનારાઓ સંપ કરી તેવણ સાહેબ પર નાલીશ ફરયાદ કરી એક તરફી ડીકરીઓ કરાવી લઇ, લાગ ફાવે તેવણ સાહેબને તકલીફ પોંહચાડવી એ ઉપાય લઇ બેઠા હતા.

**કોમની તેવી અસભ્ય વર્તણુકના બદલે ભલી સુચના અને વહેવારૂ તથા ખેરખ્વાહીભરેલો પેગામ.**

Late Mr. Malak, present Mr. Malak અને તેમના બીજા સાથીઓ હંમેશ એજ પેગામ તે લોકોને કહેવાડતા હતા કે તમો સાહેબો એવા નાદાનીના ટુંક હથિયાર પર આવી જાઓ છો તે કરતાં તો તેવણ ( late Malak Saheb ) થી મુલાકાત લો, ને તેવણની વાતોને તથા ઉપદેશને સાંભળો. જો તમોને તે ઘણું સરસ તથા તમારા અતી લાભનું માલૂમ પડે તો ભલે, નહિ તો તમારા હાથમાં ઇલાજ તો છે તે લેજો; અને જો તમો ચાહતા હોવ તો તમારા ઓલમાઓને જમા કરી એક મજલીસ કરો તાકે તેઓ સઘળા ભણેલા પઢેલા અને સઘળી વાતોમાં પાવરધા છે, અને એવણ સાહેબ યાને late Mr. Malak નાની વયના વગર ભણેલા પઢેલા તથા દુનિયાના તજરૂબા વગરના છે તેઓથી મુકાબલો કરવામાં શું હરજ છે ? જો તેવણ સાહેબ યાને late Mr. Malak માં ખરેખરી લીયાકત છે તો પછી તેમના સાથ સુલુક અને ભલાઇથી પેશ આવવામાં કાંઈ અડચણ નથી, પણ જેમ અકસર ઠેકાણે બને છે તેમ જેની નબળી બાજુ હોય છે, દાંડી નમતી હોય છે તે દોર દમામમાં, હું–હાં કરવામાં આગેવાન હોય છે, અને ખરે રસ્તે નહિ પણ આડા તેડા રસ્તે પોતાનો ગલબો સાબીત કરવામાં મોજ અને મોટાઈ સમજે છે તેમ હમારા વહોરા ભાઇઓનો પણ હાલ હતો.

**તે કોમના આલીમો ને બીજાઓને તેમના અકાએદની ઝોઓફ અને કમનકફાયતના સબબે ખરો માર્ગ છોડી, સતાવત અને હેરાનગતીનો તરીક અને તેની મુદ્દત.**

અંતર્જ્ઞાન ( Intuition ), ઈશ્વરી પ્રેરણા (Inspiration), કુદરતી બક્ષિસો ( natural gifts ) વગેરેનો અભ્યાસ નહિ કીધેલો હોવાથી **તથા** તેવા લોકોના સમાગમમાં નહિ આવેલા હોવાથી, અથવા આવેલા હોય તો તેનો ખયાલ પૂરેપૂરો નહિ આવવાથી તથા તે પર યકીન નહિ જમઆવેલું હોવાથી સાધારણ વેપારીના છોકરા તરીકે જેમ પહેલે દેખતા હતા તેમ તે વકતે પણ late Mr. Malak ને દેખવા લાગ્યા, તથા તેવણ સાહેબના લાગતા વળગતાઓ મુરીદો યાને તેવણ સાહેબના ઉપદેશ તથા શિક્ષણ અને તાલીમના સબબ જેઓએ તે સાહેબમાં નાદીર ખુદાની બક્ષિશો જોઈ અને અનુભવી હતી તેમના કહેવા પર પણ

આધાર અને ભરોસો ન કરતાં તે લાગતા વળગતાઓ પણ ઘેલા અને પાગલ બની ગયા છે તથા પૈસા ટકા જમા કરવા માટે ચંડાળચોકડી ઉભી થઇ છે તેની ઉપમાં આપી તે સઘળાઓને ઇઝા અને હેરાનગતી પહોંચાડવામાં પોતાનો સ્વાર્થ સમાએલો તથા ખુબી સમજતા હતા, તથા કોમ પર ફિદા થવાનો તેઓ રસ્તો સમજી હેરાનગતી અને જુલમ (persecution) નો નુસખો અમલમાં મુકવા લાગ્યા, બલ્કે તેમ કરી ગુઝરવા કસમ ખાઈ બેઠા, કે જે મુજીબ તેઓ વરસો તક બલ્કે late Mr. Malak ની હયાત તક કરી ગુઝરવામાં કશું બાકી રાખ્યું નહી.

**ધર્માંધપણું ને માર-ફાડના તરીક પર કેમ ઉતરાય છે તેના ઉસુલો. તેના હુમ-લાથી બચવાના ઈલાજો**

Late Mr. Malak નું ફરમાવવું હર વકતે એવુંજ હતું કે ધર્મને સહી રીતે નહિ પહેછાનવાથી તથા ઉમદા ગુણો અને રહસ્યો ( beauties ) શું છે તેનાથી પુરી રીતે વાકીફ નહિ થવાથી બલ્કે તે ખૂબીની તાલીમની તાસીરને જઝબ યાને આમેઝ નહિ કરવાથી તેમ રૂસુમી અને ઓહામી રીતે સંસ્કાર અને વિધિ અથવા ધર્મક્રીયા (rites and ceremonies) ને પાબંદ રહેવાથી આવું ધર્માંધ ( fanatism, blind faith ) પેદા થાય છે, કે જેથી ખરી વાત અને ખરો રસ્તો બતાવનારને તથા તેમના ખરા ખેરખ્વાહને પણ તેઓ ઓળખી અને પેછાની શકતા નથી. જો કાંઇ તેવાઓથી ઉમ્મીદ કરાવાય છે તો આવીજ રીતે મારામારી, હેરાનગતી, સતાવવા સીવાય બીજું કાંઈ નહિ. માટે તેઓની તેવી હરકત અને હેરાનગતીથી હારી ન ખાતાં તેઓ કાંઇ તેવું કરી ગુઝરે તેના પેહલા જે કાંઇ આપણને સમજવાનું, પેછાનવાનું, જાણવાનું, ઈલમ હાંસીલ કરવાનું તથા જાણવા પેછાણવા અને ઇલ્મ હાંસીલ કરવા મુજીબ જે કંઈ અમલ કરવાનું છે તે કરી ગુઝરવામાં કશીએ ઢીલ તથા સુસ્તી તથા કાહેલી ન કરતાં કરી ગુઝરવાથી આપણા જાનને અને અંતઃકરણ (conscience) ને તસલ્લી તથા સંતોષ થાય છે કે આપણે પોતાની ફરજ (duty) ને જાણી,

અને તે ફરજ બજાવવા શકિતવાન થયા કે જેના બરાબર બીજું કશું સુખ નથી. ફરજ duty પણ વળી એવી કે આપણી ફરજ ખુદા તરફ, મોટા તરફ આપણા પોતાના તરફ, આપણી બરોબરીઆ તરફ અને આપણાથી નાના તરફ (duty towards our Creator, duty towards our superiors, duty towards our ownself, duty towards our equals and duty towards our dependents). આ સુખ અપાર છે અને નિષ્કલંક છે.

**પોતાની અનેક અને અમુક ફરાએઝો તથા તેને અદા કરવાના અવકાતો.**

જેમ ઇનસાન પર nature યાને તબીયત ગાલીબ થઇ જાય છે, તથા કરતો કારવતો તેને રોકી દે છે, તેમ આવા કાચા કમવાકીફ લોકોના નાદાનીભરેલા કર્તૂતોનો આપણને ભરોસો નથી. તેઓ કયારે નાદાની કરી ગુઝરશે તેની ખબર નથી, પણ તેઓ કાંઈ કરી ગુઝરે તે કબલ આપણને જે કરવું ઝરૂર થાય છે ને જેટલું કરી ગુઝરવા શકિતવાન થવાય તેટલું કરી ગુઝરવામાં લોકોને ઘણો લાભ અને ફાયદો પહોંચાડી શકાય છે, અને એવા કટોકટના વકતમાં તેવણ (late Mr. Malak) સાહેબનાં શિક્ષણ મુજબ કરી ગુઝરવાથી તેવણ સાહેબના મંડળીની સ્થાપના કરવાના બાદ નવ વરસ સુધીમાં તે લોગો તરફની અઝીય્યતો જુલમ (persecution) ત્રાસ અને ગેરસલુક (harasses and bad treatment) ખમી લેતા પોતાની ફરજ બજાવતાં હાંસીલ થતા ફાયદા જાણવા ઉપરાંત આજે મંડળીની સ્થાપના પછીના આટલા વર્ષો પછી પોતાની બીરાદર કોમો માટે ફાયદા પહોંચાડવા તથા રસ્તો બતાવવા આ એક નમુનાનું સમાજ (Institution) હાલ હૈયાતી ભોગવે છે અને જો જે કોમ કે તેના ભલા માટે આટલું આટલું કરવામાં આવ્યું છે તથા તે કોમનો લાભ પહેલો પેશેનઝર હતો તે કોમયે જો આટલા વરસમાં જેમ કીધું અને કરી ગુઝરા તેમ ન કરતાં, જે કરવું ઘટતું હતું તે કરી ગુઝરતે તો આ સમાજ (Institution) આજે એવું પગભર થયું હોત તથા એટલી પ્રસિદ્ધિમાં (prominence) આવ્યું હોત કે જેથી કોઇ

**દાઉદી વહોરા કોમપર વાજીબ શું હતું, અને વાજીબાત અદા કરવાથી લાભો થતા તે.**

કેમ તથા કોઇ મુલ્કુ એવો ન હોત કે જ્યાં તે સમાજની ખુબીઓ ચારે તરફ ફેલાવા બગેર રહી હોત, અને તેઓ માટે દાખલો લેવા અને રાસ્તો તરીકે બનવા તે શક્તિવાન થયું હોત.

**આ ઝમાનામાં પૈસાની એઝમતી તાસીર. તે ના હોવાથી થતા નુકસાનો.**

આજ કાલના ઝમાનામાં પૈસો એટલી અજાએબીઓ ( wonders ) કરી બતાવે છે કે જેટલું બીજો કશો ભલો અમર કરી શકતો નથી. સઘળી ખુબી પૈસાની છે—બલ્કે એમ કહીએ કે બુરાઇ અને બદીને પૈસો હોવાથી ભલાઇના રૂપમાં બદલ કરી દે છે, અને ભલાઇને અને ખુબીવંતી ચીઝને પૈસાની ગેરહાઝરીના સબબ બુરાઇ અને બદી તરીકે લોકો લેખી લે છે. તેવો હાલ આ સમાજનો છે!

**પૈસા સંબંધી સમાજની હાલત.**

એ સમાજની પૈસા સંબંધી (monetary) સ્થિતિ એટલી પગભર નહિ હોવાથી જવા આવવાના, બાહેરગામ સફર કરવાના, છાપવા છપાવવાના ખરચમાં ઉતરી શકાતું નથી, તથા પૈસાથી જે કાંઇ ઇઝઝત, નામવરી, ભરોસો, વાખવાખી પેદા થાય છે, જાહેર તખ્તા (public platform) પર પહોંચવું, લોગોમાં નામનાને સ્થાપવું ( establish કરવું ) પોતાના ખ્યાલોને માટે લોકોના દીલોમાં કબુલીયત પેદા કરાવવી, જગા પેદા કરાવવી તે બની શક્યું નથી, અને પૈસાની બાબતમાં જેટલું સમાજના

**પૈસા હોતા તો શું કરી શકાતું.**

આગેવાનોથી બની આવ્યું તેનો સદઉપયોગ કરવામાં કશી કચાસ યા બાકી રાખ્યું નથી. હિસાબમાં જે વકતે કે ગુઝર કરવામાં આવશે તે વકતે બતાવવામાં આવશે કે કેવી રીતે પોતાના સમાજના ખરચ ઉપાડવા ઉપરાંત, મરહુમ મી. મલકના કરઝને અદા કરવા ઉપરાંત પોતાના સમાજને પોતાના પગપર કાએમ કરવા ઉપરાંત તે સમાજને લોગોની જાણમાં તથા

**જે પૈસા હતા તેનો સમાજના આગેવાનોએ કીદેલો સદ્ ઉપયોગ**

બની શકે તેટલી પ્રસિદ્ધિ ( prominence ) માં લાવવા કોશિશ કરવામાં આવી છે, અને જો પૈસા સંબંધી (monetary) સબબથી એ સમાજ લોકોની ખાસ કરી વિલાયત, ફ્રાંન્સ, જરમની, અમેરીકા વગેરે દુર દરાઝ મુલકોના લોગોની ધ્યાન ( notice ) માં આવવા અને લાવવા થકી પછાત છે તો તે માટે વહોરા ભાઇની કોમ આભારી અને જવાબદાર છે. તે કોમમાં Sir Adamji Peerbhai જેવા લક્ષાધિપતિ ઘણા છે—કંઈ કમ નથી. ઘણા સખી, દીલસોઝ,

**દાઉદી વહોરા કોમના રઇસોની ફરજ. તેમની જવાબદારી.**

હાતીમ તબીયતના છે, પણ ખરી કોમની ભલાઇ ને હિત શામાં છે તે નહિ જાણવાથી અને સમજવાથી પોતાની હાલી નામવરી અને મોટાઇ પર લોભાઇ જઈ જે થોડી નામવરી કે જેના પાછળ બદનામી તો લાગેલીજ છે તેવી નામવરીને ચાહે છે, અને તેની પાછળ લાગેલા છે. અને જે ખરેખરી નામવરી છે, મુનતેહાની નામવરી છે,

**ખરા સખીવજુદો માટે નામવરી.**

**ખરી નામવરી શામાં સમાએલી છે?**

નામવરી બાદ નામવરી, પોતાની કોમમાં નામવરી, પર કોમમાં નામવરી છે, સદાની નામવરી, દુનિયા અને દીનમાં નામવરી છે, સદા બાકીની રહેનારી નામ-વરી છે તે તરફ નઝર દોડાવતા તથા પુગાડતા નથી, અને તેના સબબ જો આ મહેદીબાગનો સમાજ ( Mahdi Bagh Institution ) બીજાઓની જાણમાં અને નઝરમાં આવવા પાછળ રહેલી છે તે માટે તે સમાજના આગે-વાન હરગાહ જવાબદાર ( responsible ) નથી.

**શાંતપણે કરવું જોઈતું તથા થએલું સમાજનું કામ**

દરેક કોમમાં, દરેક વકતમાં, જહાં પૈસાએ પોતાનો પગપેસારો એટલો ફેલાવ્યો હશે તથા પોતાનું ચલણ લંબાવ્યું હશે, ત્યાં ત્યાં આવોજ હાલ હશે, અને તે મુજીબ આ સમાજને પણ તે સબબથી ખમવું પડયું છે. આજ કાલ જ્યાં દેખો ત્યાં પૈસાનું ચલણ છે, અને તેને પહોંચી



Photo No. VII.

જુઓ પાનુ ૧૨૫. મસજીદ (મેહદીબાગ) ફોટો લીધો ઈ. સ. ૧૯૦૮.

વળવા માટે જે સાધનો ( means ) જોઇએ તે અનુકુળ (available) ન હોય તો અલબતા ચુપ રહી પોતાનું કામ બજાવવામાં ભલાઇ સમાએલી છે.

**ખરી સખાવત શું અને કહાં કરવી ઘટે છે? કરી ગુઝરનારનો લેવો જોઇતો ધડો.**

જ્યાં સુધી કે આ મંડળીના મેમ્બરોએ પોતાના પર વાજીબ થતું કામ બજાવી બીજાઓને તેમ કરવાને ધડો બેસાડયો છે, પોતાની માયા પુંજી, જાએદાત, અસકેયામત દુનિયા અને દીનના ખરેખરા ખેરખ્વાહને સુપુરદ કરી દુનિયા અને દીનના લોગો માટે એક નમુનો તૈયાર કરી રાખવામાં મદદ કીધી છે તો તે મદદ મસજીદ તથા તેવી ઇબાદતગાહ બનાવવા પાછળ ખરચ કરવા કરતાં કાંઈ કમ નથી, બલ્કે ખરેખર કહીએ તો એવી મસજીદ તે લોગોને ખરેખરો ફાયદો કરશે. ઇબાદત કરવા, પોતાનો ધર્મ અદા કરવાની તે જગ્યા છે. બીજી મસજીદો તેવી રીતે તેટલો ફાયદો પહોંચાડી શકશે નહિ. તે મેમ્બરોનો દાખલો બીજા સઘળા સદ્‌ગૃહસ્થોને લેવો ઘટે છે અને જેટલું તેઓથી બની આવ્યું તે કીધું અને કરે છે તો બાકીનાં માટે તેઓ કરી ગુઝરવા ઇમકાન કરી આપે તો કાંઈ મોટી વાત નથી. જાનનું કીધા વગર જીસમનું કરવા જવું, તો જીસમ તો ફના થાનાર છે, જાન ફના નથી થનાર તો જાન માટે કરતાં સાથ સાથમાં જીસમ માટે પણ કરી ગુઝરવાથી બંનવાત સચવાઈ શકે છે.

**મહેદીબાગ સમાજનો બીજા સમાજો સાથનો મુકાબલો.**

ફ્રીમેશનરી ( Freemasonary ), થીઓસોફી ( Theosophy ), આર્ય સમાજ ( Arya-Samaj ), બ્રહ્મ સમાજ (Brahmo Samaj), વગેરા સમાજ (society) માટે તેમ બીજી બીજી મંડળ ( community ) માટે લઇશું તથા મીશનરીઓનો દાખલો લઇશું તો આપણુને માલૂમ પડશે કે તેઓએ કેટલું કર્યું છે અને કેટલું કરે છે. અને તેઓ પાસે કેટલાં કેટલાં ફંડો છે, તથા કેટલી

કેટલી જાહેર અને છુપી મદદો મળતી રહે છે. જ્યારે તે સઘળા સાથે સર-
આવતાં આ મહેંદીબાગ ઇન્સ્ટીટયુશન ( Mehdi Bagh Institution )
ની આવક ( Income ) ઘણી કમ ( limited ) છે, અને તેઓના મુકાબલા
પર ઉતરવા હાલના સંજોગો જોતાં અશકત છે, તે સમાજના મેમ્બરોએ
પોતાના પૈસા ખરેખર પરોપકારમાં ( in charity ) ખરચ્યા છે, તથા હાલ
પણ જે તેઓ પોતાની જાતી મહેનતથી આવક ( income ) પેદા કરે છે
તે ખરેખર દાનમાં ( charity in reality ) ખર્ચે છે. તેઓ તે જે ખરેખર
તંગીમાં ( in need ) છે તેને આપે છે પણ
**હાલ આ સમાજ** ideal અફસોસ છે કે તેની તંગીઓ અને જરૂરીઆતો
**તરીકે છે, મગર સંજોગો** ( needs and wants ) ને પહોંચી વળે તેમ,
**બદલાવે** practical તેવી અને તેટલી નથી, જેથી તે સાંધનરહિત
form **ધારણ કીધા વગર** ( destitute ) હાલતમાં નમુના ( ideal )
**રહેશે નહિ.** તરીકે તે સમાજ ટકી રહેલું છે. જો વકત સર તે
સમાજને આર્થીક ( pecuniary ) મદદ મળી
ગઇ છે તો તે પોતાનો વધારો **સપાટાબંધ** ( progress by leaps and
bounds ) કરશે અને કરવાને હાલ શકિતવાન છેઃ પણ આ જગ્યાએ આ
વાતને છોડી પાછી આપણી મતલબની તરફજ વળીએ.

મંડળીના સ્થાપકની ઉપમા બન્ને મી. મલકને આપી શકાશે. જ્યારે
મંડળીના ચાલુ વહિવટ અને કારોબાર માટે તેવણ
**સ્થાપકોથી કાએમ** સાહેબોએ નીમેલા અને મુકરર કીધેલા સાહેબ
**થએલા સાહેબનું નામ,** જેમનું નામ લીવાએહક અભ્યાસ અલી છે, ને
**અને તેમની ટુંક પેછાણ.** જેવણ બોંબે ગ્રાંટ મેડીકલ કોલેજના ગ્રેજ્યુએટ છે
અને બોંબે યુનીવર્સીટીના એલ. એમ. એન્ડ એસ.
( L. M. & S. ) ની ડીગરીની સનદ ( diploma ) ધરાવે છે તેઓ છે.
એઓ સાહેબનું પણ ટુંક વર્ણન અતરે આપવું ઠીક થઇ પડશે. એવણ

મુંબઇના એક વેપારી, કોટમાં ગણુબાવાના કુવા આગળ દુકાન રાખનાર અલીભાઈ શમસુદ્દીન ઑઇલમેન સ્ટોર્સ (oilman stores) વેચનારના છોકરા તેમજ ગણુબાવાના કુવાવાળી ગલીમાં હકીમનો ધંધો કરનાર ડોકટર મુસાખાન ઇબરાહીમના નવાસા એટલે છોકરીના છોકરા થાય છે. એઓ સાહેબે પોતાનો અભ્યાસ મુંબઇમાં કીધેલો, તેમ મેટ્રીકયુલેશનની પરિક્ષા પાસ કરી મેડીકલ કોલેજમાં જોડાઇ પાંચ વર્ષનો કોર્સ પુરો કરી પરિક્ષામાં પાસ થઇ ૧૮૮૯ ની સાલમાં, એલ. એમ. એન્ડ એસ. (L. M. & S.) ની સનદ (diploma) મેળવી મુંબઇમાં ધંધો કરતા હતા. એવણુ સાહેબની ભલમન-સાઇ, સભ્યતા તથા વિવેક એટલા બધા સરસ હતા કે જેથી શું છોટા કે મોટા, કોમના કે પરકોમના સઘળાનો ચાહ તેઓ મેળવી શકયા હતા. પોતાનો ધંધો (practice) ફકત ત્રણુ સાલનોજ હતો, છતાં તેવણુ પ્રખ્યાત અને સર્વેમાં આગળ પડતા હતા. તેઓનો રોઝગાર ઠીક ચાલતો હતો. ધંધો (prac-tice) બહોળો હતો. તેવણુ સાહેબનું ધર્મ વાસ્તેનું પુખ્ત માન, તેમના કરતા મોટાઓ માટેનો ભકિતભાવ અને પોતાના પેદા કરનાર ઉપરની પુજય બુદ્ધિ તથા યકીન એવા સરસ હતાં કે જેથી present Mr. Malak ની નઝરમાં તેઓ સાહેબ રમી રહ્યા હતા, અને જ્યારે તેવા એક ખાલીસ દીલ બુધિમાનની ખરી ઝરૂરત હતી ત્યારે તેવણુ સાહેબ માટે late Mr. Malak ના નઝદીક ભલામણુ અને સીફારશ કરી તેવણુ સાહેબને પણુ શુરૂમાંજ શરીક કરયા, અને તેવણુ સાહેબે પણુ પોતાના સર્વે ભકિતભાવ તથા જાનફેશાનીથી એઉ Mr. Malak ના વિશ્વાસના પાત્ર પુરવાર થયા છે. Dr. Liva-e-Haq હાલના Mr. Malak ના પિત્રાઇ (cousin) અને સાળા (brother-in-Law) થાય છે, જોકે હાલ Dr. Liva-e-Haq સાહેબનાં (sister) હૈયાત નથી. તેવણુનાં બેહેનને હક થયાને આજે કરીબ વરસ ચાળીશ થયાં હશે. Late Mr. Malak ના તેવણુ સમાગમ (contact) માં આવ્યા તે વકતે પણુ તેવણુનાં બેહેન હૈયાત ન હતાં. સમાજ અને મંડળી (Institution and Society) નો દારોમદાર એ Mr. Liva-e-Haq પર સઘળો સામાએલો

છે, અને બંને Mr. Malak તો એક બંધ પડી ગયલા સીલસીલાને જારી કરી આપવા તથા જમાઅત યાને society નાં કામને આરંભી જારી કરી તેના કાનુનો અને નીયમોને મુકરર કરવા ચાહતા હતા. તેઓ ધર્મના ખરા અને ખોટા ભાગને વધુ લાભકારક અને કમ લાભકારક ભાગને હકીકત અને મજાઝને ફરક કરી બતાવી ખરા મઝહબની હકીકત, તેની ખુબીઓ, તેની સૌંદર્યો (beauties), અને તેમાં સમાએલા સદ્ગુણો (virtues), દલીલ દાખલાઓથી ખુલ્લા કરી બતાવી પેગંબરે અને ધર્મગુરૂઓ કેવા હતા અને કેવા હોવા જોઈએ તેનો સંગીન પુરાવો રજુ કરી

**બંને સ્થાપકોની ભલી તાલીમની ઝીકર.**

ગયા છે. એ રીતે જેઓ આજ દીન તક થઈ ગયા તેઓ સાહેબો માટેનો ખરોખરો ચિતાર આપી તેઓ સાહેબો માટે પુજ્ય માન ઉતપન્ન કરાવી સઘળાને પુજ્ય બુધ્ધિ આપી એવા બનાવી બતાવ્યા કે તેઓ સાહેબોની પંકતીના સાહેબો ગુઝરા ઝમાનમાં, હાલના ઝમાનામાં તથા આવનાર ઝમાનામાં કોણ છે તેમને સહીતોરથી પારખવા, તેમને શોધી કાઢવા, અને તેમને માટે માન ધરાવવા તેઓએ સઘળાને શકિતવાન કીધા. ગોયા આટલા વર્ષોના અરસામાં બંને Mr. Malak યે પોતે એવી રીતે બોધ અને શિક્ષણ આપી સર્વેને અથવા તેઓમાંના કેટલાકોને એવા તૈયાર કીધા કે જેથી તેઓ જો પોતાનું કામ બરાબર બાખુબી બજાવે, અને દુન્યાના પ્રપંચની જાળમાં ન ફસી જતાં તેઓને મળેલાં શિક્ષણ મુજીબજ જો કરી ગુઝરે તો વહોરા કોમ તેમ બીજી કોમ માટે પણ સારો રાસ્તો બતાવી આપવામાં તેઓ મદદ કરી શકે. બંને Mr. Malak ની તાલીમ એવી હતી અને છે કે તેવણ લોકોના જુદા જુદા વર્ગો કરી તાલીમ આપતા ન હતા પણ સર્વેને સાથેજ તાલીમ આપતા હતા અને તેમાં ભાગ લેવાને સર્વેને ફુરસદ હતી. સર્વેની રૂબરૂમાં તેઓ તાલીમ દેતા હતા, મગર જેઓ પોતાની ઈલ્મ ઈકતેસાબ કરવાની લાગણીઓને તેઝ કરતાં, આરાસ્તા કરતાં, યાદ રાખતાં, સમજવા તથા તે મુજીબ ચાલવા ઈલાજ લેતાં, તેમની તાલીમપર વિશ્વાસ અને ભરોસો પેદા કરતા હતા તેમ તેમ તેઓ



Photo No. VIII.

જુઓ પાનું ૧૨૫. મસજીદ (મેહદીબાગ) ફોટો લીધો ઇ. સ. ૧૯૧૭.

લાગતા હતા, અને જ્યાં તક તેઓ આ દુનીયાની લંપટમાં બંને Mr. Malak ની તાલીમના વિરૂધ્ધપર જઈ ફસી જશે નહી તથા તે તરફ લલચાશે નહી ત્યાં સુધી તે તાલીમ તેઓને વક્ત દર વકત ફાયદો કરતીજ રહેશે. દુન્યા અને દીનમાં ઈજ્ઝત, અને ફખર બક્ષશે તથા નામવરી અને દરજાને હાંસીલ કરાવશે, પણ જ્યાં તે તાલીમને છોડી નીચા ખ્યાલ, પશુવૃત્તીઓ (animal passions) ને સંતોષ (satisfy) કરવાનાજ ખયાલમાં વધુ અને વધુ ગુંથાતા જશે તેમ તેમ તેઓ વક્તના વહેવા સાથે બદનામી, બુરાઈ, નીચાઈ મોલ લેશે, અને લોકોની નજરમાં ઉતરતા તથા દીન અને દુન્યા માટે નકામા અને આફત સમાન થઈ પડશે. બેઉ Mr. Malak યે સમાજના (society) કેટલાક પ્રવિણ મેંબરો (advanced members) પર પોતાનો વિશ્વાસ મુકેલો છે, અને તેવા વિશ્વાસમાં લીધેલાઓમાં મુખ્ય અને પહેલા ( fore and foremost ) તથા પહેલામાંપહેલા ( unprecedented ) મી. લીવાએહક અભ્યાસ અલી છે, કે જેના સબબ તેઓ સાહેબ પર આટલી મોટી જવાબદારી (responsibility) નાખવામાં આવી છે. તેઓની જવાબદારી કાંઈ જેવી તેવી નથી. બેઉ Mr. Malak ને તથા તેઓનાં કીધેલા કામોને સાચવવું, તેને બાકી રાખવું, ચાલુ રાખવું તથા જે સાહેબની

**બેઉ સ્થાપકોના Nominee સાહેબની અદા કરવાની ફરીઝતો.**

તરફ સુપુર્દ કરવું જોઇએ છે તે સાહેબની તરફ સુપુર્દ કરવું, આવતી સઘળી વિરૂધ્ધતા, ટીકા (criticism), નુકસાન મનસુબ થતું અટકાવવું, તેમની ખરી તાલીમ તથા શિક્ષણને લોકોમાં ફેલાવવું, એ તેઓનો સદાનો શુગુલ અને કામ છે, અને બંને Mr. Malak ની ગેરહાઝરીમાં પોતાના નીમેલા (nominee) તરીકે પોતાનું બાકી રહેલું કામ બજાવવાની પેરવી અને કોશિશ કરવી છે.

બેઉ મી૦ મલકયે એ મંડળ (community) ને અતબાએ મલક બદર જમાઅત (Atba-e-Malak Badar community) તરીકે કહેવડાવવા અને પેછનાવવાનો હક આપ્યો છે ખરો, અને તેઓ તે નામથી પોતાને પેછનાવે તે ઘણું સારૂં છે, તેઓને વાસ્તે ઘણી નામવરી અને માનભરેલું છે, છતાં તે સમાજને લાએક છે કે બેઉ મી૦ મલકની તાલીમો તરબીયતની પાબંદી કરી તેઓના માટે મુકરર કરી આપેલા હાદી અને પેશવાની રહેબરી-પર સાબીત રહી બતાવવું. એમ કરવું તેઓ માટે ઘણીજ ખુબીની વાત છે, કેમકે બેઉ Mr. Malak નો તે સમાજ ( community ) સાથેનો સંબંધ એટલો આલા, ગુહ્ય અને ગુણવાંન કીસમનો છે કે તેવણ સાહેબોની તબાઅત કરવામાં એટલે તેવણ સાહેબોની નકલ કરવા જવામાં તેઓને દરમ્યાનમાં દરજ્જાની દુરીના સબબે કરવું જોઇતું કરી ગુઝરવામાં આડ અને નુકસાનનું કરનાર થઇ પડશે. એટલાવાસ્તે જેટલું તેઓ બેઉ Mr. Malak વાસ્તે માન ધરાવતા હોય તેટલા પ્રમાણમાં તેઓ સાહેબોનાં શિક્ષણ તે તાલીમ પર આધાર અને ઉમદો રાખી તેની પુરી રીતે પાબંદી કરવામાં તેવણ સાહેબોને કેડે લાગી શકાય છે, અને તેઓ સાહેબોએ બક્ષેલા હકને લાયક પુરવાર થઈ શકાય છે, કે જેમ કરવાથી જે ખુબી હાંસલ થઇછે અને થવાની છે તે કંઇ કમ નથી.

**સમાજના મેમ્બરોની વાજીબાત તથા નામ ધારણ કરવા અતા થએલો હક.**

સોસાએટી અને ઇન્સ્ટીટયુશનને સ્થાપતી વકતે કાયદા કાનુનની ઘણી ઝરૂરત છે, અને કયા ધોરણ અને નિયમ પર તેને ચલાવવી તે પહેલેથીજ મુકકર કરવું જોઇએ. એ મુજબ late Mr. Malak યે સમાજના કાયદા કાનુન તરીકે એવી 'વાતને મુકકર કીધી છે કે જેથી લોગોમાં ભલા અખલાક, ચાલચલણ, ભલી લાગણી, દીલસોઝી, હમદરદી પેદા થાય, અને સર્વેને અને એક બીજાને પોતાની

**સમાજના કાયદા અને કાનુનો.**

બીસરા પોતાના ભાઇ બીરાદર સમજી અને માની જેટલું અને જેવું પોતાને માટે ચાહે તેટલું તે પોતાના ભાઈ માટે ચાહે. તેઓ સઘળાનું ચાહવું, તેઓ સઘળાની ઉમ્મેદ, તેઓ સઘળાની નેમો એકસરખી હોવાથી એક બીસરામાં કશો ફરક ન સમજતાં સઘળાને એકસરખા સમજી અને લેખી એક બીસરાને મદદ અને યારી દેવાપર સદા તત્પર રહે. જેમકે એ શખ્સોની એકજ મકસદ અને મતલબ છે, પણ એક તેમાં કોતા અને બીજો તેમાં આગળ વધેલો છે. હવે કોતાઇવંતા સખ્સ પાસે એક ચીજ છે જે આગળ વધેલા પાસે નથી તેથી તે કોતાઇવંતો પોતાથી નથી બનતું તેથી બીજાને મદદ ન કરે તથા બીજા આગળ વધી ગયા છે તેથી તેની અદાવત કરી પોતાની ચીઝ પોતાની પાસે રહેવા દે તે મુનાસેબ નથી. તે તેવું ન કરતાં પોતાના ધણીથી મળેલી તાલીમોતરબીયત મુજબ તેને પોતાનો ભાઇ સમજે છે, તથા જે કામ તે કરનાર છે તેજ પોતાને પણ કરવાનું છે છતાં નથી થઇ શકયું તેનો તેને અફસોસ છે. તે ખ્યાલ કરે છે કે આગળ વધેલા ભાઇથી કામ થશે તો તેના લાભમાં મારો પણ હિસ્સો છે, કેમકે મારો ભાઇ મને ભુલશે નહિ. આગળ વધેલો ભાઇ પણ પોતે તે કામ કરી શકે છે તેથી અહંકારમાં આવી જઇ અને બીજા પોતાના ભાઇઓને ભુલી જઇ પોતેજ તે કામ કરનાર છે એમ નગુણા બની જઇ કરવાનો સઘળો ફખર અને શાબાસી હાંસીલ કરી લે તેમ નથી. તે પણ એમ જાણે છે અને માને છે કે જોકે આગળ વધેલાઓથી કેટલાંક કામો થઇ શકે છે, પણ જ્યારે કે એકજ નાવમાં ( boat ) સઘળા સવાર છે તો એક વાત છોટાઓ પાસે એવી હશે કે જે વગર આગળ વધેલાઓ પોતાની પાસેની ચીઝોથી કદી પોતાનું કામ કરી બતાવી શકશે નહી. વળી અગર કરી બી બતાવ્યું તોપણ જેઓ તે સર્વેપર દેખરેખ કરનાર છે તેઓ જાણે છે અને દેખી રહયા છે કે તે કામ તેઓએ જોકે કીધું છે તો ખરું, પણ કરનારે તે કામ યા તેની ફલાની

**એકસંપ અને ભાઇપણું.**

ફલાની ચીઝ ફલાના ફલાના પાસે તે ધણીએ આપી રાખી હતી તે લેવા જવાની બેદરકારી કરી, અને પોતાના અહંકારપર જઇ તે વગર અથવા તે બદલ પોતાની અક્કલનો, ચાલાકીનો ઉપયોગ કરી બીજી ચીઝ થકી તે કામ ચાલાવી લીધું તે એક વખત અચ્છુ તો કીધું, પણ પોતાના નાના પાસે તે ચીઝો ધણીએ સોંપેલી હતી તે જાણવા છતાં તેના પાસે જવાને તેને ઇનકાર યા કંટાલો હોવાથી તે તેમના નઝદીક ગયો નહિ એ ઘણું ગેરવાજબી હતું. અગર પુરી રીતે ભાઇપણાંના હકને સમજતે તો તેના સીવાએ બીજી ચીજોથી તે કામ બાખુબી થતું હતું છતાં પોતાના ભાઇપણાંના પ્રેમ ઇખલાસમાં વધારો કરવા તે બીજી ચીજથી કામ ચલાવી ન લેતાં તે ભાઇના પાસે જઇ તેનાથી તે બહાને દીલ્લીગીની વાતો કરી તેમનો ઉપકાર માની શિખામણ અને ભલી દુઆના બે કલેમાત કહી પછી તે ચીઝો લાવી પોતાનું કામ બજાવતે. જેમ એક ગામડાંમાં આપણે દેખીએ છીએ તો તે ગામના લોગોના સુખ અર્થે કોઇએ તો લોહાર, કોઇએ તો હજામ, કોઇ એ તો સુથાર, કોઇએ તો ધોબી, કોઇએ તો હકીમ, કોઇએ તો મહેતરનું, કોઇએ તો શિક્ષણ આપવાનું, તો કોઇએ તો હિસાબ રાખવાનું, કોઇએ તો પોલીસ પટેલનું, તો કોઇએ તો ખેપિયા તરીકેનું કામ યા તેવી જાતના બીજા કામો પોત પોતે એવાં ઉપાડી લીધેલાં છે, કે જેથી એક ગામડાંનાં લોકો ગોયા એક કુટુંબનાંજ થઇ પડે છે. તેઓ જુદાં જુદાં કુટુંબનાં નથી. અગર દરજી રૂઠી જાય તો સઘળાં કપડાં વગર રહે, હકીમ રૂઠી જાય તો સઘળાં લોકો દવા વગર મરે, પણ તેમ તે સઘળા રૂઠાં નથી, અને અરસપરસ મદદ અને યારી પર સદા તૈયાર રહે છે; તેમ આ સમાજનું પોતાનું ભલુ કરવાનું કામ પણ તેના સ્થાપકે એવી રીતે સઘળા પર નાંખ્યું છે કે જેથી એક બીજાથી ઝરૂરત પડયા વગર રહે નહિ, ને કોઇ એક બીજા વગર પોતાનું કામ કરી શકે નહિ.

તેના શુરૂમાં એ લોકોના દીલોપર આ વાતને ખુબ ઠસાવી કે જે કાંઇ કામ તમો કરનાર છો તે તમારા કોઇ એકનું તથા તમારા સઘળાનું કાંઇ કામ

**ધણીનું કામ છે તેમ સમજી કરવા બાબે.**

નથી. તે કામ તમારા ધણીનું છે, અને તે કામ તમારૂં સમજો તો તમો કરો યા ન કરો, કરવા દો અથવા ન કરવા દો, પણ જ્યારે તે કામ તમારા સઘળાનું યા તમારા એકનું નહિ પણ તમારા ધણીનું છે તો પછી તે તેને ન કરવા દેવામાં તથા કરનારને મદદ આપવા બદલ રૂકાવવામાં તમોને કશો લાભ નથી, બલ્કે ઘણું નુકસાન છે; વાસ્તે સઘળાએ હળીમળીને તે કામ બાખુબીજ બજાવવું જોઇએ છે.

**તેવાં કામોથી ધણીને ફાયદો નહિ પણ in-directly સમાજના મેમ્બરોનેજ ફાયદો છે તેવી સમજ.**

આ વાતને તે સર્વે મેમ્બરોનાં દીલોપર ઠસાવવાના પહેલાં સ્થાપકોએ આ વાતથી સઘળાને વાકીફ કરી દીધા હતા, બલ્કે સિધ્ધ કરી બતાવ્યું હતું કે જે કંઇ કામો તે સાહેબો મેમ્બરો પાસે કરાવશે તે કામો અથવા તે કામોનું કોઇ પણ તે સ્થાપકોના ખાસ સ્વાર્થનું અને ખુદના ફાએદાનું નથી. તે સઘળું ખરેખરી રીતે તેઓ સઘળાનેજ ફાયદો કરનાર છે, એવી રીતના સઘળા પુરાવા સાબિતિઓ સાથે સિદ્ધ કરી આપવાથી જેમ જેમ તેના મેંબરોતે કામો બજાવતા ગયા તેમ તેમ તે સ્થાપકોનો સ્વાર્થ કશો માલમ ના પડતો ગયો, બલ્કે તે કામોથી શું શું ફાયદા તે મેંબરોને થતા ગયા તે તેઓ સમજવા, જાણવા અને ખાતરી સાથે પેછાનતા ગયા.

**સ્વાર્થને છોડવા બાબે તથા તેથી થતા લાભ બાબે.**

બીજી બીજી વાતો એક કોરે મૂકી આજ દાખલાને પેશ કરીએ કે તે સ્થાપકોએ દોલત કે જે આજ કાલમાં પોતાનું જાદુમંતર દુનિયામાં ચારો તરફ ફેલાવી રહીછે, અને પોતાની ચુંગાળ અને જાળમાં શું દુનિયાદાર કે શું દીનદાર, શું પરેઝગાર કે શું તપ કરનાર, શું સાધુ કે શું ફકિર સઘળાને સમેટી લીધા છે, તેનો પોતાને ખુદને વાસ્તે તેમ પોતાની આલ ઔલાદ વાસ્તે હરાંમ કરી બતાવી, તથા તે

માટેના લેખો અને દસ્તાવેજો કરી આપ્યા, કે જેથી કોઇને કશો શક કે શુબહો રહે નહિ. આજ વાત મેંબરોના નઝદીક જે વકતે કે ઠસી ગઈ તે તેના ખીલાફને તેહકીક કરવા કેટલી બી તેઓએ ઉઠબેઠ કીધી હશે પણ તેમાં તેઓ નિષ્ફળ નિવડયા, અને આજ વાત તેઓના નઝદીક સિદ્ધ થઇ કે સ્થાપકો પોતાના સ્વાર્થ માટે કશું પણ કરતા નથી, પણ જેમાં સમાજને ખાસ કરી સઘળાના લાભો સમાયલા છે તેમાં તેવણ ખર્ચે છે તો વધુ દીલદારી અને ફીદાગીરીથી તેઓ પોતાને સપુર્દ થએલાં કામો બજાવવા લાગી ગયા, અને જેમ જેમ તેઓ વધુ દિલ્લગીથી કામ બજાવતા ગયા અને જેમ જેમ તે મંડળીના સ્થાપકોને પગલે ચાલી પોતાના સ્વાર્થને પણ છોડતા ગયા અને બીજાઓનાં ભલાં અર્થે કામ કરતા ગયા તેમ તેમ તેઓની નઝદીક તેની ખૂબીઓ વધુ અને વધુ સાબીત થતી ગઇ, બલ્કે તેમાં તેઓને વધુ અને વધુ ફતેહયાબી મળતી ગઇ, અને તેવાં કામો કરવા પર તેઓ વધારે અને વધારે મઝબુત થતા ગયા. તેથી ઉલટી રીતે જેઓ પોતાને જે અનુભવ મળ્યો તે બદલ તે મંડળના સ્થાપકોની નેમ તથા તાલીમો તરબીયતને ન ગણકારતાં

**સ્વાર્થી બનનારાઓનો બુરો હાલ.**

પોતાના સ્વાર્થનેજ દેખવા પર તૈયાર થયા અને પોતાના સ્થાપકને પગલે ચાલવાને ભુલ્યા, તેઓનો એવો હાલ થયો કે તેઓ તે મંડળીમાં રહી શકયા નહિ. તેઓનાં બુરા કર્તૂત યાને કામો ખુલ્લા થતાં ગયાં, અને નામોશી અને શરમીંદગીના મારે મંડળી (society) છોડી ચાલતી પકડવી પડી, અને જ્યાં ગયા ત્યાં પણ સઘળાંમાં હીણાયા અને નેહનાયા.

મંડળીની સ્થાપનાના વકતમાં શુરૂ શુરૂમાં તો એવા લોક હોવાં જોઇએ કે જેઓના ખયાલો પણ એવાજ હોય કે પોતાની ગાંઠની અને ગિરોહની પેદા કીધેલી પુંજી ખરચવા પર તૈયાર હોય, તથા તે ઉપરાંત હજી તે પેદા કરતો હોય તેમાંથી પોતાના સાદગી સાથે ખાધા ખરચની તથા કપડાંખરચની



Photo No. IX.

જુઓ પાનું ૧૨૬. દારૂલ ઇમારત (મેહદીબાગ.) ફોટો લીધો ઇ. સ. ૧૯૦૮.

**એવા નમુના લાયક સમાજના શુરૂશુરૂમાં શામીલ થતા સમાજી-સ્તોની ખરી લીયાકત અને ફરીઝત.**

જોગવાઇ રાખી બાકીના બચેલા પઇસા પાછા ખરચવા તૈયાર થાય; નહિ કે એક વકતે પોતાની દોલત આપી દીધી કે જેથી તેની નામવરી અને વાખવાખી થઇ, અને તે દોલત આપી તે બી તેજ માટે હતી અને વળી આ પણ મતલબ વાસ્તે કે એમ કરવાથી તેને દોલત વધુ મળે અને તે દોલતનો માલીક થાય—યાને ટુંકમાં કહીએ તો ૧૦૦ ખરચી ૧૦૦૦ લે અને હઝાર ખરચી દશ હઝાર લે !

**તનમન ધન અર્પણ કરવાની રીત સઘળા ધારણ કરી શકતા નથી.**

મજાઝ દીન ધરમનાં ફરમાન એવીજ સઘળી તદબીર શીખવે છે, અને તેજ સબબ લોકો ધર્મદાન કરવા પર તૈયાર થાય છે, અને હજારો અને લાખોની સખાવતો થતી દુનિયામાં આપણુ દેખીએ છીએ; પણ ઉપર જણાવી ગયા તેમ સખીઓ દુનિયામાં અને દીનના લોકમાં ઘણા થોડા મળી આવશે, યાને હોય તે આપે અને કમાય તે આપે અને કમાતો જાય અને આપતો જાય અને પોતાની પાસે કશી ખાક પણ ન રાખે. જેવો નાગો ખુદાના યહાંથી આવ્યો હતો તેવોજ ચાલ્યો જાએ.

**Discipline અને drill ની ઝરૂરત તથા તેથી થતા ફાયદા.**

આવો ઉમદો દાખલો બેસાડી તેઓ સાહેબે સમાજનું કામ આરંભ્યું. જ્યારે લોકોના ખયાલો જુદા જુદા હોય છે તો કોઇ કામ સુધરતું નથી. કોઇ કેમ કરે છે તો કોઈ કેમ કરે છે, અને જ્યારે એમ હોય છે તો કોઇ એક કામ બરાબર થતું નથી. જેમકે કાયદો (discipline) અને કસરત (drill) આપ્યા વગર લસ્કરને હુકુમ આપ્યો હોય કે તમે જાઓ લડો, તો તેઓ આપ આપમાં કપાઇ મરશે, માર ખાશે અને ફતેહ બદલ હાર ખાઇ બેસશે તથા નુકસાન ઉઠાવશે. જેમ

બંદગી કરવા, નેકી કરવા સારાં કામ કરવા, જો લોકોને તેમના વિચારપર છોડયા હોય તો તેનો સદુપયોગ કરવા કરતાં બદ ઉપયોગ વધુ થશે—જેમ બચ્ચાંઓને કહ્યું હોય કે તમો બાહેર રસ્તા પર જઇ ખડા રહી આ ૧૦૦ રૂપિઆના પૈસા છે તે વહેંચી નાખો, તો થોડાજ ગરીબ મુફ્લીસને તે મળશે અને બાકીના તેનાં બચપણાનો લાભ લઇ, લુચ્ચા, લફંગા, ઉઠાઉગીરો તે બચ્ચાં પાસેથી છીનવી લેશે, જ્યારે કોઇ પાકકા પાવરધા આદમીનેએ કામ સોંપ્યું હશે તો તે એ કામ બરાબર બજાવશે, એટલે કે ખરેખર સખાવત તરફ મોહતાજ હશે તેનેજ ધુંડીને તે આપશે ને બીજાને હરગાહ નહિ આપે, તેમ સમાજ (society) ના આગેવાનોએ મેમ્બરોને છુટા ન મૂકતાં પોતાના કહ્યા પ્રમાણે ચાલવા શીખવ્યું, અને જે કાંઇ કરવું હોય તે તેઓ સાહેબને પૂછીપરછીને તથા તેઓ સાહેબ જેમ હુકમ કરે તેમજ કરે તેના સીવાય નહિ એ તત્વ (principle) ને અમલમાં મૂકવા શિખવ્યું. પૈસા ટકા, વેપાર રોજગાર એજ બાબતો ફકત નહિ પણ દીન ધર્મની તસવ્વુર યાને વિચારોમાં તેમ સમજવામાં પણ તે સાહેબ જે સમજણ આપે તેજ વાતપર લક્ષ દેવા સઘળાને સમજાવ્યું, અને તેઓ પૂછીપરછીને તથા વાદવિવાદ કરીને તે વાતને નકકી કરી લે તે કરતાં ચંદાંચંદ ઝીયાદા દલીલ બૈયનતો યાને પુરાવાથી પોતે જે ધર્મનાં ફરમાન (doctrines) પેશ કરતા હતા તેને સિધ્ધ કરી અને સાબીત કરી આપતા, જેથી મેંબરોના વિચારો ઘણા પુખ્તા અને લચે નહિ તેવા થતા ગયા.

સમાજ (society) ના પૈસા કેવાં રૂડાં અને સારાં કામમાં ખરચાયછે તે વાતની જેમ જેમ તેના મેંબરોને ખાતરી થતી ગઇ, તથા દુનિયામાં અને દીનમાં તે કરતાં વધુ કોઇ સારે રસ્તે ખરચી શકાય તેમ નથી, તથા તે મંડળીના સ્થાપક તેમાંથી પોતાને માટે એક પાઇ પણ ન રાખતાં ખરચેલા ઉપરાંત આવતી આમદ પણ તે પરજ ખરચતા જાયછે તથા પોતાને માટે એક પાઇ પણ સંગ્રહ કરતા નથી.

**સમાજીસ્તોને પોતાની દોલત અસકયામત સુપુરદ કરવા ઉપરાવેલા ઉમૂરો.**

સઘળાની મીસલ ખાવા પીવામાં રહેવા વગેરેમાં બરાબર છે તો મેંબરો પણ પોતાના પૈસાને તે સાહેબના હાથે ઉપયોગ કરવા કરાવવા પર આમાદા થતા ગયા, અને તે ઉપરાંત તેઓ પણ આ વાત પર આમાદા થયા કે હમોને સુપુર્દ થાય તે કામ કરી જે કમાઈશું તે અમારૂં નહિ જાણતાં જેઓ મંડળીના સ્થાપક છે તેનેજ સુપુર્દ કરી દઈશું.

**બીજા સમાજોનો તેહના ફંડ પર આધાર. આ સમાજનો પોતાના ઉદ્યોગ પર ઉમદા.**

મંડળીના મેમ્બરોના અકસર આ વાતપર આવેલા છે અને સઘળા દીલોજાનથી ધણીનું કામછે એમ સમજી સુપુર્દ થએલાં કામને બજાવી લાવવામાં પોતાનું પૂરતું ચિત્ત અને મન લગાડી કામ કર્યા જાય છે. બીજા સમાજ (Institution) ના જેમ કાનૂન હોયછે કે તેઓ પાસે ફંડોની મોટી મોટી રકમો હોયછે કે જેની આમદ અને આવક (Income) માંથી તે સમાજ (Institution) નો નિભાવ અને ખરચ થાય તો તેવું ફંડ આ સમાજનું નથી. આ સમાજ પોતાનો વકત અને સંજોગને દેખી જેમ અને જેવી રીતે કરવું જોઈએ અને બની આવે તેવી રીતે શુરૂ શુરૂથી કરતા જઈ આજે તે આવી અને આટલી હદ યાને સ્થિતિને પહોંચ્યું છે, જેનો પૂરેપૂરો ખ્યાલ આપવા માટે નીચે જણાવેલી વીગતમાં ઉતરવા વગર ગત નથી.

હિસાબમાં ઉતરવા પહેલાં આ વાત જણાવી લેવી જોઈએ છે કે આ સમાજના કાનુનો ઘડવાનું ધોરણ આ વાત પર રચાયલું છે કે દુનિયામાં આજકાલ લોકોની પડાપડી દુનિયાના ઉમૂરો માટે છે, તેમ તેઓ પોતાનાં ગુજરાંનનાં સાંધન મેળવવા તરફ એટલા બધા ઢળી ગએલા છે કે ધર્મની કેળવણી માટે તેઓ વકત ફાજલ પાડી શકતા નથી. પોતાનાં બચ્ચાંઓને યાતો પોતાના ધંધા રોજગારમાં યા હુન્નર કામમાં રોકી દે છે, અથવા તેઓને જો કાંઇ કેળવણી આપે છે તો ગુજરાતી અંગ્રેઝી શીખવે છે. તે પણ એટલા માટે કે બી. એ., એમ. એ., થઇ જાય તો સારો પગાર લાવે,

બલ્કે સિવિલ સર્વિસ (civil service) પાસ કરે તો પછી કમમાં કમ ૫૦૦) નો પગાર મલે! એમ હોવાથી જેમ જલ્દી બને તેમ પોતાનાં છોકરાઓને ઉપલી બાબતો શીખવાનાં કામમાં ગુંહાવી દે છે, તથા માબાપને ભરણ પોષણ કરવું ઇમકાન નથી હોતું તો પોતાના છોકરાને નોકરી અથવા કામ ધંધામાં ગુંથાવી દે છે, અને ધર્મની તાલીમમાં વકત ફાજલ પાડી શકતા નથી. એમ કરતાં જો ફાજલ પાડે છે તો ધર્મનું જ્ઞાન એટલુંજ આપે છે કે જો મુસલમાન હોય તો નેમાઝ પઢવી, રોઝા કરવા, કુરાણ પઢી જાણવું વગેરા, અને બીજી કોમો માટે જે રૂસુમી ઇબાદત હોય તે માત્ર! પણ જે ધર્મનું સંગીન જ્ઞાન છે તે તો શીખવવામાં આવતું નથી. હવે પોતાની બાળ વયમાં જ્યારે તેઓએ કશું હાંસીલ કીધેલું હોતું નથી તો મોટી વય થતાં કે જ્યારે ઉંમરનાં પ્રમાણમાં દુન્યાની બીજી ત્રીજી જંજાલો વધતી જાય છે તેવા વકતમાં હાંસીલ કરવું તે તો ન બનવા જેવી વાત છે. એટલામાટે લોકો ધર્મને પુરી રીતે સમજતા નથી, અને તેથી આ ફલસફતના ઝમાનામાં યાતો બીજી ત્રીજી વાતો અને બીજા ત્રીજા ધર્મો તરફ લચી જાય છે, અથવા તો ધર્મ પરની આસ્થા અને શ્રધ્ધા જેવું તેમનામાં કશું રહેતું નથી—બલ્કે નાસ્તિક (atheist) યાને ખુદા અને ધર્મને ન માનનારા તરીકે મુકરર થાય છે. એવા લોકોની હાલત દેખીને કયો નુસખો તેઓ માટે બહેતર છે તે સમાજ સ્થાપક (President founder) એ ઇખતેયાર કીધો. તેવણુ સાહેબે જોયું કે એવા ધોરણ પર સમાજ (Institution) કાયમ કરવું કે જેથી એકજ બાબતના ફાયદાઓ હાંસીલ થાય તેમ નહિ પણ ઘણી ઘણી તરેહના અને સઘળીજ તરેહના ફાયદાઓ તેમાં સમાએલા હોય. એથી તે ફાયદાઓમાંનો આ બી ફાયદો મુકરર કીધેલો હતો કે નાનાઓ માટે ધર્મનું જ્ઞાન અને શિક્ષણ ધારણ કરવું

**સમાજમાં સામીલ થનાર ને દીન, મહઝબ માટે ઉંચું મત, આસ્થા અને શ્રધ્ધા. દીની તાલીમ તરફ રગબત તે પર સાબીત રહેવું અવશ્યનું.**

જરૂરનું છે. વળી મોટાઓ માટે નહિ તેમ નહિ, અને મરદો માટે છે અને બૈરાંઓ માટે નહિ, તેમ નહિં પણ બૈરાં બચ્ચાં મરદો છોટાં મોટાં સઘળાં માટે તે ઝરૂર અને અવશ્યનું છે, તો તે સઘળાં માટે તો તાલીમનો બંદોબસ્ત કરવો ઘણો ઝરૂરનો છે. તાકે મોટાઓ દુનિયાના કારોબારમાં વકત નહિ મલવાનું બાહાનું ન નીકાલે તેમ બૈરાંઓને પણ ઘરસંસારની જંજાળ તેમને ફુરસદ નથી આપતી તેનો સબબ ન પેશ કરે માટે તેઓ સાહેબે પહેલું અને અસલ ધોરણ આ મુકરર કીધું કે જેઓ આ સમાજ ( Institution ) ના મેંબર member થવા માંગતાં હોય તેઓએ પહેલે ધર્મની તાલીમ લેવા માટે તૈયાર અને તાલીબ થવું જોઇએ. જેઓને એ તાલીમમાં દીલલગી હોય તેઓજ દાખીલ થાય તથા તે દીલ્લગી હંમેશા ચાલુ રહે તેવું કરે. જેઓને દીન માટે ઊંચુ માન ન હોય તેઓએ તે સમાજ (Institution)માં શરીક અને શામીલ થવું નહી. સમાજની એકલી અને પહેલી (first and foremost)મતલબ (object)જ એ છે કે ધર્મની કેળવણી દાખલ (inipart) કરવી, અને લોકોને તૈયાર કરવાં; અને તે પણ એવાં નહિ કે તેઓ ફક્ત સાંભળે અને સમજે બલ્કે એવા તૈયાર કરવાં કે જેથી તેઓ ઉસ્તાદ બની બીજાંને શીખવવાપર તૈયાર થાય. ગોયા એ ઉસ્તાદ બનવાની હદને પહોચવું એ તેમની હીદાયત લેવાની હદ મુકરર કરવામાં આવી હતી. બીજું તત્વ (principle) એ હતું કે મરદો અને સ્ત્રીઓ મેંબરો (male and famale members) માં કશો તફાવત ન રાખવો કેમકે તે ઓરત છે તેથી તેને ફલાણી તાલીમ ન આપવી અને મરદોના હકો બૈરાંઓ કરતાં વધારે રાખવા તેમ નહિ, પણ બંને માટે સરખા હકો રાખી જે વધુ કોશિસ કરી આગળ વધવા માંગે તેને વધવાને ઇમકાન કરી આપવું. છોકરા છોકરીઓને પણ એવી રીતે તરબીયત કરવા તથા તાલીમ આપવી કે જેથી પોતાથી મોટાઓ કરતાં પણ વધી જવા માંગે તો વધી શકે. અગર પોતાનાં માબાપ કરતાં આગળ થઈ જવાની લીયાકત ધરાવે તો તેને આગળ વધવા દેવાં. ઉંમરનું, દોલતનું યા બીજા કશા પ્રકારનું ધોરણ મુકરર ન કરતાં

ધર્મની તાલીમ તથા શિક્ષણ કોણે વધારે લીધું છે તેજ અસલ પર તેમને ઉંચી નીચી પદવી પર મુકરર કરવાનું ધોરણ ઇખ્તેયાર કીધું.

આ કંઈ નાની સુની વાત નથી કે થોડી લીયાકતનું કામ નથી કે ધર્મ જેવી નાજુક બાબતની અને વળી ધર્મ પણ એવો કે પાક અને ઉમદા, જેમાં કાંઈ મજાઝ અને વહેમી ચીઝોનું દખલ ન હોય તેવું અશોઈ ધર્મનું શિક્ષણ એવા ધોરણપર આપવું કે શું મોટા અને છોટા, બૈરાં અને મરદો, જ્ઞાની અને અજ્ઞાની સઘળાંને એકજ વકતમાં સમજમાં આવે અને અસર કરે, તથા બીજા ધર્મો અને મઝહબને પણ સાથે સાથે લાગુ પડતું કરી સઘળા ધર્મો માટે ઊંચો ખયાલ અને માન પેદા કરાવવું. એ માટે શિક્ષણનાં ધોરણને નવીજ ઢપે કાએમ કરવું અવસ્યતું માની આ ધોરણને તેવણ સાહેબે ઇખ્તેયાર કીધું કે સઘળા મેંબરોને ધર્મની કીતાબો અને ચોપડીઓ પઢાવી, શીખાવા, શિક્ષણ આપવામાં ઘણો વકત નીકળી જશે. પહેલાં તો તેઓના ધર્મના કીતાબો અરબી ભાષામાં લખાયલા હોવાથી યાતો મેંબરોને અરબી શીખવવા વગર ચાલે તેમ નહી, અથવા તો તેનો ગુજરાતીમાં તરજુમો કરાવવા બગેર ગત નહી. તેમ કરવામાં જેટલો વકત નીકળી જાય તથા ખરચમાં પણ ઉતરવું પડે, તેટલો વકત ને ખરચ ન ગુમાવવો પડે તે માટે તથા દીન ધર્મ અને તે પણ તેના ઉસુલો સમજવા માટે બીજી ઝબાનમાં સમજવું કેટલું મુશ્કેલ છે, તથા તરજુમો કરવો, કરાવવો અને કરાવનાર માટે કેટલું જોખમ ભરેલું તથા કરનાર માટે કેટલું મુશ્કેલનું કામ છે તેનો પુરતો ખયાલ કરતાં તે પણ વાંધાં ભરેલું લાગે છે. જેટલું પોતાની માદરી ઝબાનમાં તે પણ સાદી અને સલીસ એટલે સેહલી અને સરળ ઝબાનમાં તે સમજાવી શકાશે તેટલું બીજી રીતે હરગાહ સમજાવી શકાશે નહિ, બલ્કે એટલુંજ નહિ પણ બયાન કરનારના ફકત અલફાઝો પર નહિ પણ તેના શબ્દો પરના ભાર અને લાગણીઓ (accents and emotions) પર ઘણોજ આધાર રહે છે. એક ધર્મગુરૂને પોતાના

**તાલીમ દેવાનો તરીક.**



Photo No. X.

કાદરી મકાન; મબની મકાન. (મેહદી બાગ.)

જુઓ પાનું ૧૨૬. ફોટો લીધો ઇ. સ. ૧૯૦૮.

ધર્મની શ્રદ્ધા, નેક વિચાર, ઉમદા ચલન, પાકીઝગી, પ્રમાણિકપણું વગેરે સદ-ગુણ પ્રમાણે ચાલી એવી લીઆકતો અને સંપાદન કરેલા સદગુણો (qualifications and attainments) મેળવવા પડે છે કે જેથી તેવણના ઉચ્ચારમાં એક તરેહની સત્યતા ( truth ) દેખનાર દેખી શકે છે, અને તેવા સદગુણ અને નેક અમલના સબબે એક એવો નુર એટલે ( aura ) પેદા થાય છે કે જે સબબથી લોકોને ખરી અસર હીદાયતની થઇ શકે છે.

આવી રીત અને તરીકો હોવાથી તેઓ સાહેબે શિક્ષણ આપવાનું ધોરણ એ રાખ્યું હતું કે જેમ એક મા પોતાનાં બચ્ચાંના ખોરાક સારૂ ખાનું લઇ તેને હઝમ કરી તેને તેવી કચ્ચી હાલતમાં નહિ પણ દુધના ઘાટમાં લાવી તે પાવડાવી તેનું પોષણ કરે છે, તેમ ધર્મગુરૂઓએ પણ ધર્મના ઇલ્મને તેના સઘળા દાખલા દલીલો સાથે એવી રીતે સંક્ષેપમાં ( in concised form ) લાવી આપવું કે જેથી સર્વ પ્રકારના તથા સર્વે લીયાકતના લોકો એકજ વકતે તેને સમજી શકે, અને તેનાથી ફાયદો લઇ શકે. એથી

**શિક્ષણ માટેનો વકત.**

સવારના અથવા રાતના જેવી મોસમ તથા વકત પુરસદ આપે તેવી રીતે અને જેટલા કલાક વકત અને પુરસદ મળે તેવી રીતે અને જેટલા કલાક, વકત અને પુરસદ મળે તેટલા કલાક મોઝબાની ( verbal ) શિક્ષણ આપવાનું ધોરણ જારી કીધું. વારા ફરતી ( turn by turn ) તે મેંબરોને પ્રશ્નો (questions ) કરવાનો હક આપીને અને તેના જવાબો દઇને શિક્ષણ આપવું, તેમજ સઘળાને સભા ( meeting ) ની તોર પર જમા કરી વ્યાખ્યાન ( lecture ) તેમ વાઅઝની ઢપમાં તેઓને શિક્ષણ આપવાનું ધોરણ ઇખતેયાર કીધું. શુરૂમાં તો ઘણો વકત મળતો હતો કરી દીવસના અને રાતના મળી ઘણા કલાકોમાં તાલીમ દેવાનું કામ કરવામાં આવતું હતું, પણ હમણાં હમણાં તો સમાજ ( Institution ) નાં બીજા ત્રીજા કામોમાં ગુથાએલા હોવાથી બે કલાક યા વધુ તેમ કરવામાં આવે છે. અગર વાઅઝ વગેરેથી શિક્ષણ આપવામાં આવે છે તો તે કરતાં વધુ વકત રોકવામાં આવે છે.

**શિક્ષણ લેનારની લાયકાત બાબે.**

આ તો શિક્ષણ આપનાર માટે અને શિક્ષણ લેવાના ધોરણ માટે થયું, પણ મેંબરોને તે લેવા વાસ્તે કેવી રીતે તૈયાર થવું જોઇએ, અને તેમ તૈયાર કરવામાં શું ફાયદા સમાએલા છે તેની ઝીકરમાં હવે ઉતરીએ.

**ઝમાન અને તાબેદારી.**

આ સુધરેલા અને આગળ વધેલા ઝમાનામાં તાબેદારી કરનાર કરાવનાર માટે લોકોની નજરમાં એટલા નીચા વિચારો ઘર કરી બેઠેલા છે કે જેથી તે બારામાં કંઇક ખુલાસો આપવો અતરે અવસ્યનું થઇ પડે છે. મેહદીબાગ મંડળી માટે તેમ તે મંડળીના મેમબરોને તાબેદારી કરવા માટે તથા તે મંડળીના સ્થાપકોને તેવી તાબેદારી કરાવવા માટે તેમના શું ભલું ચાહનારાં કે વગોવનારા–મોહબત કરવાવાલાં કે તેને બુરી નજરથી દેખવાવાળાં—સઘળા એકે અવાઝે એ તાબેદારીની વાતને નાપસંદ કરે છે, તથા ખુલ્લું કહે છે કે તે આ ઝમાના અને વકતને અનુસરતું નથી, પણ તે આગલા વકતમાં ધકી જતું હતું, કેમકે તે જાહેલીયતનો યાને અજ્ઞાનતાનો વકત હતો.

**તાબેદારીથી થતા ફાયદા.**

એવા વિચાર લોકો ધરાવતા હોય તેવા વકતમાં તાબેદારીથી થતા ફાયદાઓ વિસ્તારી જણાવવાની ઝરૂરત દેખી અત્રે થોડું તે બારામાં લખાણ કરવામાં આવે છે.

આ વાત તો સર્વે કોઇ કબુલ કરશે કે એક ચીત અને એક મન લગાડવું કોઇ ફાયદાવાળાં કામ ઉપર તે ઘણું અગત્યનું છે, અને જ્યારે ધાર્મીક બાબદ જેવી નાદીર અને ઉમદા ચીઝનો અભ્યાસ કરવો હોય તો તેવા ગુણો પેદા કરવાની કેટલી ઝરૂરત છે તે દેખીતું છે. દાખલા તરીકે આપણાં મકાનમાં અથવા દુકાનમાં કોઈ કામ પર ખાસ ધ્યાન આપવું હોય છે તો આપણે એવી રીતે બારણાં બારી બંધ કરાવીએ છીએ કે જેથી બહારનો શોરશાર આપણા કાનો તક ન આપવા પામે, બલ્કે કોઇ એવા શાંત અને સુના રૂમ તરફ જઇએ છીએ કે જ્યાં બહારના શોર બકોરનું કશું દખલ ન હોય. વળી

કોઇ લેકચર હૉલમાં લેકચર સાંભળવા આપણ ગયા હોઇએ તે વકતે દુર બેસનાર અથવા કમ ધ્યાન આપનારને લેકચરોનો ભાવાર્થ સમજાતો નથી, બલ્કે નઝદીક બેસનાર તથા ધ્યાન દઈ સુણનાર તે લેકચરથી ઘણો ફાયદો મેળવે છે તેમ મન (Mind) ને એકાગ્ર (concentrate) કરવા વાસ્તે અને મનન (meditate) કરવા તેવું એકાંતપણું ઘણું ઝરૂરનું છે. તેથી જેમ બાહેરનો શોરશાર તથા ગડબડ સડબડનો અટકાવ કરવો પડે છે તેમાં તાબેદારી કરવાથી

**તાબેદારીના દરજાઓ તથા તેમ કરવાથી થતા લાભોનું વર્ણન.**

તાબેદારી કરાવનાર સાહેબની મનશા એમજ છે કે ઝરૂરતવાળી ચીઝો સીવાય બીજી ત્રીજી નકામી બાબતો પર ધ્યાન આપવા થકી તાબેદારી કરનારને રોકવા અને ઝરૂરતવાળી બાબત પર વધુ દૃઢ ધ્યાન આપવા તેને ઇમકાન અને આસાન કરી આપવું, એ તેમનો ધર્મ છે, અને બીજી ત્રીજી વાતોમાં ના ગુંથાવવામાં અને દૃઢ ધ્યાન દઈ તાબેદારી કરવામાં તે તાબેદારી કરનાર શખ્સને નુકશાન ન થયું બલ્કે ફાયદો, અને તે પણ નજીવો નહીં પણ ઘણા ઉમદા પ્રકારનો અને ખરેખરો લાભકારક થયો. હવે તાબેદારી બે પ્રકારની છે. એક તો જીસમને લગતી અને જીસમાની બારામાં, જેમકે ખાવું પીવું, હરવું ફરવું, લેવું દેવું, હરેક તરાંહની છુટ (Liberty) નો અને સ્વતંત્રતા (Freedom) નો લાભ લેવો તે બાબતમાં તાબેદારી, અને બીજો દીનની અને મઝહબની નીસબતની વાતો અને તસવ્વુરો તથા નફસને લગતી તઅલીમો હીદાયત તે બાબતમાં તાબેદારી. જ્યારે એક શખ્શ પોતાનાંજ ભલાં અને સુખ દુઃખનો ખ્યાલ કરતો રહેશે તો બીજાંઓ તરફની પોતાની ફરીઝતને હરગાહ સમજનાર નથી, અને જ્યારે ના કરવા ઘટે તેવા ખ્યાલોમાં પોતે ઘણો મશગુલ અને મસરૂફ થઇ યાને ગુંથાઇ જશે, અને ખરેખરૂં કરવું જોઇએ ત્યાં કરવા થકી થાકી જશે, અને ખરેખરૂં કરવું જોઇતું થઇ શકશે નહીં. એમજ તાબેદારી કરાવનાર સાહેબ સઘળી વાતો પર આગાહ અને વાકીફ હોવાના સબબ જે ખરેખરી રીતે આડ કરનાર તથા રોકનાર છે તેને તેની તાબેદારી કરવાથી રૂકાવી તથા ભલાઈ પર લઇ જનારી

ચીઝો પર તાબેદારી કરાવી મનની એકાગ્રતા (concentration of mind) કેટલીક મુખ્ય બાબતો પર (certain established points of concentration) મુકરર કરી તે પર મનની એકાગ્રતા (concentration) કરવા ઇમકાન કરી આપે છે, અને જ્યારે તે મુજબ ખરેખર રીતે મનની એકાગ્રતા (Concentration of mind) કરેછે, લાંબા વક્ત તક મનન (Meditation) કરતાંની સાથે, તો પછી તે શખસ બેશુમાર ફાયદા પ્રાપત કરે છે.

આજ કાલના ઝમાનામાં આપણી બેન (Sister) કોમો આ ખુબીની વાતને હાંસીલ કરવાપર તત્પર છે, તથા તેઓમાં જેઓ આગળ વધેલા (advanced) છે તેઓ એ હાલતને પહોંચ્યાં પણ છે કે પોતાની ઇંદ્રીઓની ચૈતન્ય શકતીને સમાધીમાં બેઠી એવી રીતે ભૂલે છે કે જેથી અંદરથી આવતો અવાઝ બાહરનો અને ખારીજી શોરશાર બંધ થવાથી તે સુણવાને શકતીવાન થઈ શકે છે, અને વકત દર વકત તેવી રીતે રીયાઝત કરી પોતાની નફસની ચીઝોને તેઓ હાસીલ કરેછે. આ વાત કેટલે દરજ્જે બનેછે અને બનતી હશે તે વાતને છોડવાનો અને નક્કી કરવાનો આપણો વિચાર નથી. હોજો તે હોજો, પણ તે તત્વ (principle) ને દર્શાવી તાબેદારીના તત્વ (principle) સાથે સરખામણી કરી જેમ શાંત પડી રહી ઇંદ્રીઓની વાસનાથી અલગ રહી પોતાનું કામ કરેછે અને સુણવાનું સુણે છે તેમ ઇંદ્રીઓની વાસનાની જગ્યામાં એવા એક સાહેબના હુકમોને સમજી અને માન આપી તે મુજબ ચાલવાથી યાને ખુલ્લા બોલોમાં બોલીએ તો એક ધણીની તાબેદારી કરવાથી તે સાહેબનું ખરૂં શિક્ષણ શું છે તે સુણવા, જાણવા અને સમજવાનું તેને આસાન અને સહેલું થાયછે. જ્યારે બીજાઓ તેવા હુકમોને માન આપી તેની તામીલી નથી કરતા અને હુકમ ઉદુલી કરેછે તેથી તેનું ખરૂં શિક્ષણ સાંભળવાને મળતું નથી, અને એકબાર્ગી કદાચ સાંભળવુ ઇમકાન બી થાય પણ સમજી શકાતું નથી, અને તેનો બરાબર તોલ કરી કદર કરી તેનાથી લાભ ઉઠાવી શકાતો નથી. તાબેદારી કરવી ઘણી ઝરૂરની છે. હવે તાબેદારી

**તાબેદારી કરવું અવશ્યનું છે.**

ક્રાની કરવી તે તાબેદારી કરનાર માટે ખાસીયતો અને લીયાકતો જોઇએ તે બાબે આગળ લખાણુમાં જણાવી જવામાં આવ્યું છે. ફરી લખી લંબાણ કરવાની ઝરૂરત નથી, પણ એટલું કહેવું તો અવશ્યનું છે કે તેના કહેવા મુજબ ચાલવાથી થતા લાભો અને ફાયદાઓ વધુ અને વધુ તાબેદારી કરતા જશે તેનાં પ્રમાણમાં જરૂર માલુમ થશે, અને વધુ અને વધુ તાબેદારી કરવા પર તૈયાર અને કમરબસ્તા થતો જશે. જેમ સોનાને વધુ અને વધુ આગમાં તપાવશો તો તે સોનું ઓછું તો નહીં થાય, યાને તેની ટચમાં યાને ગુણ (quality) અને ઉચ્ચતા ( richness ) માં કમતીપણું નહીં થાય, પણ કચરો જે હશે તે બળવાથી ઓર ગુણ અને ઉચ્ચતા ( quality and richness ) માં તે વધશે, અને તેની કીમત વધુ અને વધુ થાતી જાશે !

એ રીતે તાબેદારી કરવામાં ઉપર જણાવી જવા મુજબ બે ભાગ છે. એક તો ખુદના નફસનાં ભલાં અને ફાયદા માટે દીનની તસવ્વુરોમાં તાબેદારી કરવી, અને ખાવા પીવા વગેરે જીસમાની બાબતમાં પાબંદી કરવી. દીની બાબતની પાબંદીમાં તો આપણ કાંઇ બોલ્યા. હવે જીસમાનીયતની પાબંદી બાબે બોલવાનું થોડું બાકી છે, અને તે એ છે કે તે અમરમાં જે વધુ અને વધુ છુટ liberty અને freedom નો લાભ લેશે. કોઇની તાબેદારી નાહ કરે તો તે selfish એટલે સ્વાર્થી મુકરર થશે. પરમાર્થનો ગુણ તેનામાં હરગાહ પેદા નહિં થાય પણ કોઇ લાયકની તાબેદારી કરવા પર તે આમાદા થશે તો સ્વાર્થ બુધ્ધિ ( selfish motive ) થી વેગળો જઇ પરમાર્થ હેતુ યા બુધ્ધી ( motive ) ને પેદા કરશે, અને બીજાનું ભલું કરવાથી પોતાનું ભલું થતું તે સમજશે. ગોયા બીજાંનાં ભલાં અને સુખ માટે પોતાનાં સુખ અને અએસ આરામનો ભોગ આપવા પણ તે તૈયાર થશે, અને કોઇ પણ સુરતે તે બીજાંનું ભલું કરવામાં કંઇ બાકી નહીં રહે તેમ કરવા ચાહશે. આ તે ભલાં લોકોના સદગુણ છે, કે જેની નકલ કે બરાબરી બીજો કોઇ કરી શકશે નહિં.

**તાબેદારી કરનારમાં પરોપકારનો ગુણ પેદા થાય છે.**

**તાબેદારી દીન પરની આરાધના મઝબુત કરેછે.**

તાબેદારી કરાવનારનું બીનસ્વાર્થી શિક્ષણ એટલું ઝોરમંદ હોયછે કે પોતાના આચાર વિચારને દિન પ્રતિ દિન મઝબુત અને મોહકમ કરતા જાયછે, તથા તે તાબેદારી કરાવનાર સાહેબ પોતાની ઝીમ્મેદારી એટલી બધી સમજે અને માનેછે કે જેથી તે વધુ અને વધુ તાબેદારી કરાવેછે તેમ ઝીમ્મેદારીને વધારે અ વધારે મુકરર કરતા જાયછે, અને તાબેદારી કરનારને પણ તે વાતનું ઇતમીનાન યા ખાતરી કરાવી આપે છે.

ઉપર જણાવી જવા મુજબના તાબેદારી કરાવનાર સાહેબની તાબેદારી કરવામાં થતાં નુકસાન તથા ફાયદાઓનો સરવાળો લેતાં તથા હિસાબ કાઢતાં તાબેદારી કરનારને નુકસાન થોડું અને નફો ઘણો થાયછે. એ વાત ઘણી નજીવી, દમ વગરની, કાંઈ સંગીન (material) ફરક કરે તેવી નથી, બલ્કે નુકસાન નજીવું ( non-essential ) છે, અને જે ફાયદો હાંસીલ થાયછે તે કોઈ બીજી રીતે ન મળી શકે તેવો છે. એક શખસ પોતે ઘણાં સરસમાં સરસ કપડાં અને ઘરેણાં પહેરે અને એક શખસ સાદાં સ્વચ્છ અને ઝરૂરજોગાં કપડાં કામમાં લે પણ, કોઇ પણ કીસમનાં ઘરેણાં ન પહેરે, અને તે સરસમાંસરસ ઘરેણાં કપડાં અને સાદાં અને સવચ્છ કપડાંની કીમતના ફરકની રકમનો પોતાના હમઝાતી યા પર કોમી ખુદના ધર્મ વિચારો (religions views) ને મળતા થતા અથવા ન મળતા થતા ને સારાંશ (in short) પોતાની મીસલના મનુષ્ય જાત (human beings) જેઓને પોતાનાં અંગ ઢાંકવાને માટે પણ પુરતાં કપડાં ન હોય તેવાઓની હાજત અને ઝરૂરીઆતને પુરી કરવા કામમાં લે, તો અલબત્તા તેણે ઘણું સારૂં કામ કીધું તેમ લેખાય. બીજાઓ માટે સારો ધડો બેસાડ્યો ને દાખલો આપ્યો તેમ લેખાય, અને જો જીસમાની મોઆમલાતમાં તે તેવી રીતે કરી ગુઝરવા પર આમાદા થતો રહેશે, તથા વકત દર વકત તેવી રીતે કરી ગુઝરતો રહેશે તો તે અલબત્તા એમ કહી શકાશે કે તાબેદારી કરાવનાર

સાહેબની જે તેમ કરવામાં ખાસ નેમ અને મતલબ છે કે દીન અને નફ્સના તઅલ્લુકની ચીઝોને ગુઝારવું, તથા સુણનાર સમઝનાર સચાવનારને લાભ આપવો,

**તાબેદારી કરવામાં નફા નુકશાનનું તોલ.**

તેવા લાભો તાબેદારીનો કરનાર ખુદના માટે ઉઠાવશે એટલુંજ નહિ પણ તેમ જીસમાનીયતના ઉમુરોમાં તે કરતો રહયો હતો તેવી રીતે આ દીની અને નફ્સના ફાયદાની ચીઝોને માટે પણ પોતાને વાસ્તે કરી ગુઝરી પોતાના ફાયદાના સાથ સાથમાં બીજાને પણ ફાયદો પહોંચાડવામાં તે હમેશાં સાઅયે અને કોશીશ કરતો રહેશે. એ મુજબ તેઓને ફાયદા પહોંચાડવા જતાં પોતાને થતી તકલીફો મહેનતો અઝીય્યતોનો ખ્યાલ ન કરતાં જો તે ગેરને ફાયદો કરવા ધારે છે તે કરવા શકતીવાન થશે તો તેને તે કેટલા દરજે ફાયદાકારક નીવડશે તેનો ખ્યાલ કરી પોતાને થતી અને થએલી તકલીફોની દરકાર નથી કરતો. ઉલટું, બંનેની સરખામણી કરવા જાય છે તો પોતાને તે તકલીફો અનેક પ્રકારે તો થનારી હતીજ અને થઇ, પણ તે શખસને ફાયદો કોઇ સુરતે પહોંચી શકે તેમ ન હતું, છતાં પહોંચાવવાને એ બીડું ઝડપ્યું અને સામર્થવાન થયો, તથા તે ધણીને એટલા પ્રમાણમાં ફાયદો થયો કે જે કોઇ કાળે તે મેળવી શકે તેમ ન હતું તે બેઉનો તોલ કરી પોતાના દુઃખને અસાધારણ નહિં પણ સાધારણ લેખીને એ શખસને ઘણો અસાધારણ લાભ થયો અને તે શખ્સે કરી આપ્યો તે તેમ લેખે છે અને માને છે, અને તેના અંતઃકરણને તેવાં કામો કરવાથી અત્યંત સંતોષ થાય છે, જેને કે આપણ જન્નત અને બહીસ્ત-ના નામે પેછણાવીએ અને બોલીએ તે, કાંઈ ઉલટું અને બુરૂં કીધું એમ હરગાહ ન કહેવાય.

તેવી તાઅત તબાઅત કરવા કરાવવા યાને તાબેદારી કરવા અને કરાવવાથી થતા લાભોનો સાર કહીએ યા જુમલો કહીએ તો મેહદીબાગ ઇન્સ્ટીટયુશનના કારોબાર અને વહીવટ અને વહેવારથી તથા નેમ અને મકસદથી હાસીલ અને પુરવાર થએલો મુકરર થાય છે, જોકે હાલના સંજોગો દેખતાં તે એટલા મોટાં અને બહોળા પાયા પર પહોંચેલો ન કહેવાય, મગર

**સમાજના વહીવટ અને ધોરણથી સાબીત થએલો હક**

એવો એક નમુના (Ideal) તરીકેજ નહીં પણ કેવા બી છોટા અને નાના પાયા પર મગર વ્હાવહારૂ (Practical) ઘાટ અને શેપમાં જીવતો અને જાગતો દાખલો પુરો પાડે છે, અને સંજોગોના યારી દેવાથી તે ઘણા બહોળા વિસ્તારના પાયા પર પગભર થએલો અને પ્રસરાએલો મુકરર અને સાબીત થયા વગર રહેશે નહિ. જેઓ તેવા અમરને ચાહતા હોય અને મોહબ્બત કરતા હોય અને સચાવતા હોય તેઓએ તેની મદદ પર અને યારી દેવા પર કાએમ થઇ ઉભી

**સમાજનું Ideal પણું તેના— Practicability તરફ પુરવાર- થાય છે.**

થતી મુશ્કેલી અને નડતરને દુર કરી તેને પોતાનો માર્ગ મોકળો કરી આપવે તે એટલો વધશે કે સઘળાને તે સમાવી શકશે, યાને જેઓ તેને નમુના (Ideal) તરીકે માને છે મગર વ્યવહારૂ (Practicable) મુદ્દલ માનતા નથી તેમને માનવા માટે અને મનાવવા માટે પુરતાં અને બીસ્યાર કારણો પુરાં પાડશે; મગર વકત પોતાનું કામ કર્યો જાયછે અને જશે. જે થવાનું છે તેને વકત આવે કશી કમો બેશી થનારી નથી.

મેહદીબાગ ઇન્સ્ટીટયુશન (Mahdi Bagh Institution) એ પોતાનો પાયો મઝબુત ચણ્યો છે, અને જ્યારે તે મુસ્તકીમ છે તો આજે તે પર પુખ્તા ઇમારત નથી પણ આઇંદા પુખ્તા ઇમારત બન્યા વગર

**સમાજ માટે ભવિષ્ય વાણી યાને સારાં શુકન.**

રહેશે નહીં. પાયાની પુખ્તગી તેની ઇમારત માટે દલીલ બને છે.

મેહદીબાગ ઇન્સ્ટીટયુશનની નીસબતમાં ઉપલો સર્વે ખુલાસો કરવા બાદ હવે એને લગતી કેટલીક તવારીખ અને કારરવાઇ ઝીકર કરીએ. એ (Institutiou) ઇન્સ્ટીયુશન એવું ઇન્સ્ટીયુશન (Institution) છે કે જેને માટે એમ કહી શકીએ કે સઘળા મઝહબ અને ખ્યાલના લોકો તે ઇન્સ્ટીટયુશન—(Institution) ના ઝાહેર તોરથી નહીં તો ખુફીયા તોરથી સઘળા મેમબરોજ છે, કેમકે ઇન્સ્ટીટયુશન (Institution) ના



Photo No. XI.

મબની મકાન (મેહદી બાગ)

જુઓ પાનું ૧૨૬. ફોટો લીધો ઈ. સ. ૧૯૧૭.

**Mahdi Bagh Institution ની બીજા મઝહબો અને Institution સાથેની Harmony in general and with Bohra Community in particular.**

ખ્યાલોથી બીજાઓ મળતા થાય છે, અને બીજાઓના ખ્યાલોથી ઇન્સ્ટીટયુશન ( Institution ) ના ખ્યાલો મળતા આવે છે. અગર બહારના ઉમુરોથી સરખાવતાં કદાચ ન થતા હોય, પણ ખરી હકીકત તરફ ગુઝર કરતાં મળતા થયા વગર રહેશે નહીં. પણ હાલ અત્રે તે બાબતની નીસબતમાં ઉતરતાં ટુંકમાં વોહરા ભાઇઓની કોમ માટે તો હિંમતથી કહી શકાશે કે તેઓ સઘળા એ ઇન્સ્ટીટયુશન (Institution) ના મેમબરો છેજ. જેમકે એક મા બાપનાં પાંચ છોકરાઓ કેટલાક મોટી વયના અને ઉંમરે પુગેલા હોય, અને કેટલાક કાચી વયના યાને બચપણુમાં હોય તો ઉમરે પુગેલા પોતાનાં માબાપના વારીસ થાય, કેમકે મા બાપની શું પુંજી છે તે તેઓ જાણે છે અને બાકીનાઓ બચપણાની હાલતમાં છે તેથી નથી જાણુતા, અને નહિ જાણુવાના સબબ માબાપના વારીસ નથી ઠરતા તેમ નાહ પણ તેઓ વારીસ તો છેજ. વકત આવવે સમજમાં આવવે ઉંમરે પુગવે તેઓ જાણુતા અને માનતા થશે અને તેનો લાભ ઉઠાવશે; તેમજ મેહદીબાગના સ્થાપકોનાં શિક્ષણને તેઓ પોતાની નાદાની અને બચપણુના સબબે જાણી માની શકતા નથી, પણ જ્યારે જે આચાર વિચારો મેહદીબાગવાલાંઓને શીખવવામાં આવે છે તે તે વોહરા કોમનાં સઘળાં પુસ્તકોમાં ઘણી ઘણી કુનેહના સાથે સમજાવેલા અને છુપાવેલા હોવાથી તે સઘળું તેઓને માટે છે, અને તેઓની આંખો ખોલીને વાકીફ કરીને તેઓને દેવા માટે આવ્યા છે. તેઓને (વહોરાઓને) સમજ ન હોવાથી તેમને સુચવ્વાથી તેઓ સુણી અને માની તેથી થતા લાભોને સમઝે અને માને, અને તે સ્થાપકો પોતાના લાભ માટેજ આવ્યા છે તેમ ન માનતાં ખરેખર તેઓ કોમના ભલા અરથેજ આવ્યા છે તે સમજાવવા વગર ચાલશે એ વાત તે લોકોને ખુદને સમજી લેવી જોઇએ છે.

પણ હાલમાં આ વાતને પણ પડતી મુકીએ, અને ખરેખર કેટલાક લોકોએ એક પછી એક તે ઇન્સ્ટીટયુશન—Institution ના સ્થાપકના પછી ઝાહેર રીતે ઇન્સ્ટીટયુશન ( Institution ) માં દાખીલ થયા છે તે જણુાવવા પરજ સંતોપ પકડવો ઝરૂર છે, અને તે બતાવવા માટે આ સાથે (ScheduleA) પત્રક જોડેલું છે, જે પરથી માલુમ પડશે કે મંડળીના શુરૂથી કે હમણા તક

| બાકી. | નવા દાખલ થયા. | | | | જન્મ પાંમ્યા. | | મરી ગયા. | ઇનસ્તીત્યુશન છોરી ગયા. | બાકી રહ્યા. |
|---|---|---|---|---|---|---|---|---|---|
| | મરદો. | બૈરા. | છોકરા. | છોકરીઓ. | છોકરા. | છોકરીઓ. | જુમલે. | જુમલે. | |
| | ૧૬૦ | + ૯૦ | + ૬૫ | + ૨૫ | + ૨૧ | + ૩૦ | — ૪૩ | — ૧૪૨ = | ૨૦૬ |
| ૨૦૬ | ૬ | + ૫ | + ૧ | + ૦ | + ૩૫ | + ૩૧ | — ૩૨ | — ૩૮ = | ૨૧૪ |
| ૨૧૪ | ૪૪ | + ૩૭ | + ૩ | + ૩ | + ૩૪ | + ૩૮ | — ૩૫ | — ૭૬ | ૨૬૨ |
| | ૨૧૦ | ૧૨૩ | ૬૯ | ૨૮ | ૯૦ | ૯૯ | ૧૧૦ | ૨૫૬ | |

એટલે-સાલ ૧૯૧૫-૧૯૧૬-ઇયાને આખેરી સાલ ૨૬ સુધીમાં આટલા ૨૬ વર્ષના અરસામાં, આ મંડળીમાં જોડાઇ થોડો અથવા ઘણો લાભ લીધો છે, તેમાંથી ૧૧૦ જણાઓ તેજ મુદ્દતમાં ખુદાની રહેમતમાં પહોંચ્યાં છે, તથા ૨૫૬ જણાઓ આ Institution માં થોડો વખત સુધી રહી, તે Institution ના કાયદા કાનુન નહિં લઇ ઉઠી શકવાથી, તે Institntion છોડીને ચાલ્યા ગયા. × × ×

× × × ×

ગુજરી ગએલા સાહેબોનો જુમલો તેમ Institution છોડી જનારાનો જુમલો બાદ કરી બાકીના લઇએ તો **૭૩** મરદો, **૪૭** સ્ત્રીઓ અને **૭૭** બચ્ચાઓ છે, જેઓ મેહદીબાગમાંજ રહી ફાયદો ઉઠાવે છે. બહારગામના સમાજીસ્ટોનો જુમલો **૬૧** નો છે. × ×

× × × × × × આ સાથે બનાવેલા ૩, કોઠાઓમાં નઝર કરવાથી વધુ વીગતો માલુમ થશે કે સમાજમાં દાખલ થનારા કયા કયા ગામો અને મુલકના છે તથા કયા કયા સાલમાં તેએ દાખલ થયા, કેટલાઓ તે અરસામાં હક થયા, કેટલાઓ તેસમાજ છોડી ગયા, કેટલા તે સમાંજમાં પેદા થયા તથા તે સમાજમાં આટલા અરસામાં કેટલાના નેકાહ અને લગન થયા. ત્રણ જુદા જુદા કોઠાઓ બનાવવામાં આવ્યા છે તેની મતલબ એજ છે કે ત્રણ ભાગ કીધેલા છે કે જેથી સમજનારને આસાનીથી સમજવા બની આવે.

૧ સાલ આબેદી ૧, થી ૯, તક એટલે અંગ્રેઝી સાલ ૧૮૯૨ થી સાલ ૧૮૯૯ તક.

૨ સાલ આબેદી ૧૦ થી સાલ ૧૭, તક એટલે અંગ્રેઝી સાલ ૧૯૦૦થી સાલ ૧૯૦૮ તક.

૩ સાલ આબેદી ૧૮ થી સાલ ૨૬, તક એટલે અંગ્રેઝી સાલ ૧૯૦૯ થી સાલ ૧૯૧૬ તક.

Form I १६० + ८० + ६५ + २५ + २१ + ३० = ३८१—१८५ = २०६ —— २०६

Form II ६ + ५ + १ + ० + ३५ + ३१ = ७८— ७० = ८ + २०६ = २१४

Form III ४४ + ३७ + ३ + ३ + ३४ + ३८ = १५९—१११ = ४८ + २१४ = २६२

આબેદી સન ૧ થી ૯ નાં આખીર તકમાં કુલ ગણત્રી ૩૯૧ ની થઇ જેની વીગત નીચે પ્રમાણે છેઃ—

| | મરદો. | બૈરાં. | છોકરા | છોકરી | | મેહદીબાગનું જનમ. છોકરા. | છોકરી. |
|---|---|---|---|---|---|---|---|
| | ૧૬૦ | ૯૦ | ૬૫ | ૨૫ | ૩૪૦ | ૨૧ | ૩૦ |

| આબેદી સન. | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ટોટલ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| સુરત. | ૧૧ | ૩ | ૩ | ૦ | ૧ | ૦ | ૦ | ૩ | ૦ | ૨૧ |
| સમીગામ. | ૨ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૨ |
| કપડવણજ | ૨૧ | ૨૧ | ૦ | ૩ | ૧ | ૪ | ૦ | ૧૨ | ૧ | ૬૩ |
| દાહોદ | ૧ | ૧૮ | ૦ | ૨ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૨૧ |
| નાગપુર. | ૪ | ૬૧ | ૦ | ૨ | ૦ | ૦ | ૦ | ૨ | ૦ | ૬૯ |
| બુરહાનપુર | ૫ | ૧૧ | ૨ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૧૯ |
| પાલણપુર | ૨ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૨ |
| ચીમઠાના | ૩ | ૧૮ | ૩ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૨૪ |
| રણાલા | ૦ | ૩ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૪ |
| પરકારા | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ |
| ઉજ્જેન ઈંદોર. | ૩ | ૦ | ૦ | ૦ | ૨ | ૦ | ૦ | ૩૮ | ૫ | ૪૮ |
| નગર | ૧ | ૦ | ૦ | ૨ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૩ |
| અહેમદાબાદ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ |
| ખેરી | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ |
| રામપુરા | ૧ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૨ |
| ભીલવાડા | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ |
| ધોળકા | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ |
| મુંબઇ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ |
| ભોપાલ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ |
| ખંભાત | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧ |
| સુનેલ | ૦ | ૦ | ૦ | ૦ | ૬ | ૦ | ૦ | ૦ | ૦ | ૬ |
| સીધપુર | ૧ | ૦ | ૦ | ૨ | ૦ | ૨ | ૦ | ૧૯ | ૭ | ૩૧ |
| જબલપુર | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧૩ | ૧૩ |
| ગુસાઈગંજ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૪ | ૪ |

મેહદીબાગનું જનમ.

| સાલ | છોકરા | છોકરી. |
|---|---|---|
| ૧ | ૦ | ૦ |
| ૨ | ૦ | ૦ |
| ૩ | ૨ | ૨ |
| ૪ | ૨ | ૪ |
| ૫ | ૨ | ૩ |
| ૬ | ૨ | ૬ |
| ૭ | ૩ | ૬ |
| ૮ | ૩ | ૨ |
| ૯ | ૬ | ૭ |
| | ૨૧ | ૩૦ |

૩૪૦+૫૧=૩૯૧

કુલ ૩૪૦+૫૧ = ૩૯૧ માંથી ૧૪૨ મુરતદથયા. ૪૩ વફાત થયા.

૧૮૫

૨૦૬=સાલ ૯ ની આખીરમાં અને સાલ ૧૦ ની શુરૂઆતમાં બાકી હતા.

મુનતકીલ થનારાઓનો વીગતવાર હીસાબ.

| સન | મરદો. | બઇરા | છોકરા | છોકરી | ટોટલ |
|---|---|---|---|---|---|
| ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૨ | ૦ | ૧ | ૧ | ૧ | ૩ |
| ૩ | ૧ | ૧ | ૦ | ૧ | ૩ |
| ૪ | ૨ | ૦ | ૧ | ૨ | ૫ |
| ૫ | • | ૦ | ૩ | ૦ | ૩ |
| ૬ | ૦ | ૨ | ૨ | ૬ | ૧૦ |
| ૭ | ૦ | ૦ | ૧ | ૫ | ૬ |
| ૮ | • | ૩ | ૦ | ૧ | ૪ |
| ૯ | ૦ | ૧ | ૫ | ૧ | ૭ |

૧ મોત મુંબઇમાં ભાઇ અબ્દુલ કઇયુમનું

૪૩

૭ શાદીઓ ૯ સાલ દરમીયાન થઇ

**આબેદી સાલ ૧૦ થી તે સન ૧૭ તક વરસ ૮ નો હીસાબ દાખીલ, ખારીજ પેદાઇશ અને શાદીનો નીચે મુજબ છે:—**

| આબેદી સન. | સન ૧૦ થી સન ૧૭ સુધી વરસ ૮ માં દાખીલ થનાર સાહેબોની વીગત | | | | | મેહદીબાગનું જન્મ. | | કપડવણજ | પેટલાદ | ઉજ્જૈન | ગુસાઇગંજ | સુરત | બુરહાનપુર |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | મરદો. | બઇરા. | છોકરા. | છોકરી. | ટોટલ. | છોકરા. | છોકરી. | | | | | | |
| ૧૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૧ | ૫ | ૬ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૧૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૫ | ૪ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ |
| ૧૨ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ | ૪ | ૨ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૧૩ | ૦ | ૨ | ૦ | ૦ | ૨ | ૫ | ૨ | ૦ | ૦ | ૦ | ૨ | ૦ | ૦ |
| ૧૪ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૨ | ૪ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૧૫ | ૨ | ૧ | ૦ | ૦ | ૩ | ૬ | ૬ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૧૬ | ૨ | ૧ | ૦ | ૦ | ૩ | ૪ | ૩ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| ૧૭ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૪ | ૪ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ |
| | | | | | ૧૨ | ૩૫ | ૩૧ | | | | | | |
| | | | | | | ૬૬ | | | | | | | |

૨૦૬ સાલ ૧૦ ના શુરૂમાં બાકી હતા તે.
૧૨ નવા દાખીલ થયા વરસ ૮ માં
૬૬ મેહદીબાગમાં જન્મયા

૩૮ મુરતદ થયા.
૩૨ મેહદીબાગમાં વફાત થયા.
૧ મુંબઈમાં
૧ કપડવણજમાં.

૭૨

૨૧૨ સન ૧૭ ના આખીરમાં યાને સન ૧૮ નાં શુરૂમાં

૨૮૪ બાકી છે તે

૨૨ { સાલ ૧૦ થી ૧૭ તક વરસ ૮ માં શાદી ૨૨ થઈ

૩૮ મુરતદ થયા નીચે પ્રમાણે
સન ૧૦ માં ૨૩
" ૧૧ માં ૩
" ૧૨ માં ૨
" ૧૩ માં ૪
" ૧૪ માં ૩
" ૧૫ માં ૩
" ૧૬ માં ૦
" ૧૭ માં ૦

૩૮

**આબેદી સન ૧૮ થી તે ૨૬ સુધી વરસ ૯ નો હાઝીર, દાખલ ખારીજ પેદાઇશ અને શાદી વ મોતનો હીસાબ નીચે મુજબ છે.**

૨૧૨ સન ૧૮ માં મોજુદ હતા.
 ૮૭ દાખલ થયા.
 ૭૨ જન્માયા.
―――
૩૭૧,

૭૬ વરસ ૯ માં મુરતદ થયા.
૩૫ વફાત થયા.
―――
૧૧૧,
૨૬૦ સન ૨૬ ના આખીરમાં અને
――― ૨૭ના શુરૂઅમાં મોજુદ છે તે.
૩૭૧,

| સન | વરસ ૯ માં દાખલ ૮૭ જન્મ ૭૨ | | | | | | મેહીદાબાગનું જનમ | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| | મરદો | બઇરા | છોકરા | છોકરી | ટોટલ | | છોકરા | છોકરી | ટોટલ |
| ૧૮ | ૧ | ૨ | ૦ | ૦ | ૩ | | ૫ | ૫ | ૧૦ |
| ૧૯ | ૨ | ૧ | ૦ | ૦ | ૩ | | ૪ | ૪ | ૮ |
| ૨૦ | ૬ | ૩ | ૧ | ૧ | ૧૧ | | ૪ | ૨ | ૬ |
| ૨૧ | ૫ | ૪ | ૦ | ૦ | ૯ | | ૩ | ૨ | ૫ |
| ૨૨ | ૭ | ૬ | ૦ | ૦ | ૧૩ | | ૭ | ૫ | ૧૨ |
| ૨૩ | ૯ | ૫ | ૧ | ૦ | ૧૫ | | ૪ | ૪ | ૮ |
| ૨૪ | ૨ | ૫ | ૦ | ૧ | ૮ | | ૪ | ૬ | ૧૦ |
| ૨૫ | ૯ | ૩ | ૧ | ૧ | ૧૪ | | ૨ | ૫ | ૭ |
| ૨૬ | ૩ | ૮ | ૦ | ૦ | ૧૧ | | ૧ | ૫ | ૬ |
| | ૪૪ | ૩૭ | ૩ | ૩ | ૮૭ | | ૩૪ | ૩૮ | ૭૨ |
| | શાદી ૧૮ નીચે મુજબ થઇ | ૧ હબીબુલ્લાહ | ૨ મુલ્લા રખીબ | ૩ મુલ્લા હસન | ૪ બાઇ મોહમદભાઈ | ૫ મુલ્લા હેદર | ૬ શેખ ઇસમાઇલ | ૭ મુલ્લા યુસુફ | ૮ મુલ્લા સફી |

| વફાત થયા તે લીસ્ટ | | | | ઉજ્જૈન | કપડવણજ | બુરહાનપુર | ગુસાઇ ગંજ | સુરત | જાવા | પેટલાદ | નાગપુર | રાજકોટ | સાવનેર | દોહાદ | ટોટલ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| અરદો | બઇરી | છોકરા | છોકરી | | | | | | | | | | | | |
| ૧ | ૦ | ૨ | ૦ | ૧ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૩ |
| ૧ | ૦ | ૦ | ૦ | ૨ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૩ |
| ૦ | ૧ | ૦ | ૦ | ૧૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧૧ |
| ૧ | ૨ | ૧ | ૩ | ૩ | ૦ | ૪ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૯ |
| ૦ | ૦ | ૨ | ૧ | ૫ | ૨ | ૧ | ૦ | ૪ | ૧ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૧૫ |
| ૧ | ૧ | ૦ | ૩ | ૨ | ૪ | ૪ | ૦ | ૧ | ૦ | ૦ | ૧ | ૧ | ૦ | ૦ | ૧૩ |
| ૦ | ૦ | ૨ | ૦ | ૦ | ૦ | ૫ | ૦ | ૨ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૮ |
| ૨ | ૧ | ૦ | ૩ | ૭ | ૨ | ૦ | ૦ | ૪ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૧૪ |
| ૦ | ૧ | ૧ | ૧ | ૧૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧૧ |
| ૬ | ૬ | ૭ | ૧૧ | ૪૩ | ૧૦ | ૧૫ | ૧ | ૨ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૧ | ૮૭ |
| ૯ મુલ્લા અબ્દે બદર | ૧૦ શાહજાદા ભા. મુલ્લા રાચી. સા. | ૧૧ મુલ્લા હુસેન સૈ. આ. સા. | ૧૨ મુલ્લા ફરીદ | ૧૩ ગુલામઅલી | ૧૪ મુલ્લા ઇબરાહીમ | ૧૫ અબદુલ રસુલ | ૧૬ તાહેર અલી | ૧૭ ભગતનો | ૧૮ મુલ્લા ગુલામઅલી | દેશાવરમાં મોત નીચે મુજબ | ૨ કપડવણજ | ૧ મુંબઇ | ૧ ઉજ્જૈન | | |

સમાજ છોડી જનારાઓ કોઇ કાળે પણ જે મઝા અને ફાયદાઓ તેઓ ઇન્સ્ટીટયુશન ( Institution ) માં હાંસીલ કરતા હતા તેને હરગાહ પણ ભુલે અથવા ઇનિકાર કરે તેમ નથી; પણ જ્યારે કે

**મેમબરો બાકી રહે છે તેની હાલત.**

જે કોમમાં તેઓ જઇ રહે છે તે સઘળાઓ એવી રીતે દબાણ કરી તેમને સુખચેનથી રહેવા માટે સગવડ કરી આપવા કંઈ વાંકુ તેડું બોલાવે તો બોલ્યા વગર ચાલે નહીં; કેમકે તેઓના જુમલામાં જઇ રહેવાની નીય્યતથી તો ત્હાંથી યાને મેહદીબાગ ઇન્સ્ટીટયુશન છોડીને ગયાછે, તો પછી તેઓ જેમ બોલાવે તેમ બોલવા વગર ગત નથી, અને બોલે તો તે સબબ વાસ્તે બોલે, નાહં તો હરગાહ તેઓ તેમ બોલી શકશે નહિં.

**સમાજ છોડી ગયા બાદની મેંમબરોની બદલાતી વલણ અને હાલત.**

ગુઝરી ગયલા સાહેબોનો જુમલો તેમ ઇનસ્ટીટયુશન છોડી જનારાઓનો જુમલો બાદ કરી બાકીના લઇએ તો ૨૬૨, જણાઓ મરદો બૈરાં તથા છોકરાંઓ મલી થાય છે જેમાંથી બાહેર રહી કામ કરનારાનો જુમલો કરવે ૬૧) થવા જાય છે. મેહદીબાગમાં રહેનારાઓનો સેજસાજ ખ્યાલ આવે તથા તેમની હાલત નિરાધાર ( destitute ) અને અનાથ ( orphans ) ની નથી પણ વેપારી વરગના કમાતા ધમાતા જેવા છે તેનો સેજ ખ્યાલ આપવા આ સાથે છબી ( photo ) પણ આપેલો

**ઇસવી સને ૧૯૦૯ના અધવચમાં સમાજીસ્ટોની ગણત્રી.**

છે, જે પરથી સેજ ખ્યાલ આવી શકશે. એ કે જથો ( Group ) મરદ રહેનારાઓ (Male-residents) નો છે; સ્ત્રીઓ (females) નો નથી કારણ કે ઇસિલામના તરીક પ્રમાણે સ્ત્રીઓ (females) પડદો કરતી હોવાથી તેમનો ફોટો (photo) લઈ શકાયો નથી, પણ આ જગ્યા

Photo No. 1
Group.

પર એટલું તો જણાવુ' અવસ્ય છે કે જોકે મેહદીબાગ ઇન્સ્ટીટયુશન (Institution) એ પડદો ઉઠાવી દેવા જેટલા સુધારાને ઇખ્તીયાર કીધો નથી, પણ તે સાથે બઇરાંઓની તાલીમ બાબે હાલનાં ઝમાનાની રૂસુમ રેવાજને અનુસરતાં થઈ બઇરાંઓ અને છોકરીઓને દીની તેમ દુનિયવી તાલીમ આપવામાં અને તે પણ મરદોની બરાબરીની અને તેઓના જેટલીજ અને તે દરજાની તાલીમ આપવામાં પહેલ કીધી છે, અને જેજે તસવ્વુરાતો મરદો હાંસીલ કરી શકે છે તે બઇરાંઓને પણ આપવામાં આવે છે. કોઈ પણ પ્રકારનો મરદો અને બઇરાંઓ વચ્ચે કશો ફરક રાખવામાં આવતો નથી, યહાં તક કે દીનની હુસુલીયત મુજબ મરદોને દરજાત આપવામાં આવે છે, જેમકે મુસ્તજીબ, મફસુહ, હદ તેવાજ દરજા મેહદીબાગ ઇન્સ્ટીટયુશનના (Institution) બઇરાંઓ મેળવવા સામર્થવાન થયા છે, એટલુંજ નહિં પણ દરજાઓ (ranks) માં બી બઇરાંઓમાંના કેટલાક મરદો કરતાં ઘણાં ઉપર અને ઉંચા છે, બાપ કરતાં બેટી ને ભાઈ કરતાં બેહેન આગળ વધી ગઇ છે, ને મરદ કરતાં તેમનાં ધણીઆણી ઘણાં આગળ થઇ ગએલાં છે. લખતાં વાંચતાં નિબંધ (Essay) લખતાં તથ કેટલાકને શેએર અશઆર બનાવતાં વળી બાઝને ભાપણ (Lecture) લખી વાંચી જતાં તથા કોઇ કોઇ તો મોજબાની—(Extempore) લેકચર આપવા તકની હદને પહોંચ્યાં છે, અને જે વકતે મેહદીબાગ ઇન્સ્ટીટયુશન (Madhi Bagh Institution) માં વાદવિવાદની મંડળી (Debating Society) છે તે મંડળીમાં (Society) વાદવિવાદ (Debate) માં ભાગ લેવા તેઓ તૈયાર હોય છે. મરદો બઇરાંઓ પર સવાલ નાંખે છે તો બઇરાંઓ જવાબ દે છે, તથા વિષયો પર વાદવિવાદ (Matter discuss) કરે છે, અને દરમીયાનમાં વાદવિવાદ (Debate) થાય છે, વળી બઇરાંઓ મરદો પર સવાલ નાંખેછે તો મરદો જવાબ દેછે, બૈરાંઓ રદદ કરે છે, તોડે છે, અને પ્રમુખ ફેસલો

**બઇરાંઓ અને છોકરાંઓ—તાલીમ બાબે.**

**બૈરાંઓ છોકરાંઓની લીયાકત.**



Photo No. XII.

કસરે મલકી; મરહુમ મોલાના મલક સાહેબની તુરબત; સીબગતી મકાન; ખીલવતગાહ.

જુઓ પાનું ૧૨૬. (મેહદી બાગ) ફોટો લીધો ઇ. સ. ૧૯૦૮.

આપે છે તો સરખી રીતે બઇરાંઓની તરફેણ (favour) નું પણ હોય છે. અત્રે આ વાત જણાવી દેવી જોઇએ છે કે અંગ્રેઝીજ શીખવવામાં તથા અંગ્રેઝોના લિબાસમાં, હાલ ચાલમાં, ઉઠ બેસમાં, ઢુંકમાં, હર વાતમાં નકલ કરવાનો જે પવન બીજી કોમોમાં ફેલાયો છે, જેને તેઓ સુધારો કહે છે તેવા સુધારા પર લઇ જવાનો ઇન્સ્ટીટયુશનના (Institution) ના સ્થાપકોની મુદ્દલ અભિલાષા નથી, પરંતુ તેઓની (બઇરાંઓની) કુદરતી મનશકિત (faculty) ઓને ખીલવી વહેવારૂ જ્ઞાન સાથની ધર રાખુ તરીકે પોતાના મરદ માટે ભલી ધણીઆણી તથા બચ્ચાંઓ માટે ભલી માતા તેમ પોતાના જાન અને નફસનાં ભલાં માટે કોશીશ કરનારી તેમ પોતાના જાનની ખીલવણી (Evolution) માટે સઘળી ઝરૂરીયાતો લઈ ઉઠનારી તથા જાન માટે મરદ અને બઇરાંઓ એટલે નારી જાતિ અને નરજાતિ (feminine and masculine) તરીકેનો તફાવત નથી અને રહી શકતો નથી અને રહેશે નહિ, પણ જેની જેવી ઇકિતીસાબીયત હશે તેવા ફાયદા તે લણશે અને તેઓની ખીલવણી (Evolution) થઈ તે પેદા કરનાર કીરદેગારની રફતા રફતા મનશાને હાસીલ યા પ્રાપ્ત કરનારી પુરવાર થશે. આટલું છતાં બઇરાંઓની ઝાતમાં અસલી કંઈ એવું ખમીર પડેલું હોવાના સબબ આસાનીથી તેઓ સુધારા પર આવી જઈ શકતાં નથી, પણ ઘણી મહેનત અને તકલીફના સાથ બી સુધારા પર ન આવે તો તેમનાં ચલણને આભારી છે.

**Females ની ખરી Duties નો ચીતાર.**

**બૈરાંઓમાં defects ના બીજ.**

હવે બાકીનાઓ યાને મેહદીબાગમાં રહી ફાયદો ઉઠાવવા સિવાયનાં લોકો ઉપર બતાવી જવામાં આવ્યાં છે. તેઓ બાહેર ગામોમાં પોતાનાં રીસ્તેદારો અને લાગતા વળગતાંઓ સાથે રહે છે, અને અવરનવર મેહદીબાગમાં આવજા કરે છે.

**સમાજની બાહેર રહેનારાં મેમબરો.**

મેહદીબાગમાં રહેનારાંઓ માટે ખાવા પીવાનો રહેવાનો દવાદારૂ કપડાં લતાં

શિક્ષણ વગેરાનો સઘળો બંદોબસ્ત સમાજ તરફથી થાય છે પણ બાહેરગામમાં રહેનારાઓ તો પોતપોતાનાં લાગતા વળગતાંઓના આશરા તળે રહે છે, અને તેઓમાં ઘણાં ખરા પોતપોતાનો ધંધો ઉદ્યોગ કરી પોતાનું ગુજરાન કરી લે છે, અને સઘળા ઉમુરો અને સંજોગો દેખતાં તથા બૈરાંઓનાં કેસમાં તેમનાં મરદો અને મરદોના કેસમાં તેમનાં બઇરાંઓ આ ઇન્સ્ટીટયુશન (Institution) તરફ માએલ અને રૂજુઅ નહિ થવાથી તથા તેઓથી અલગ થવામાં અને કરવામાં મસલહત નહિ દેખવાથી તેમનાં સાથમાં રહેવા ઇજાઝત યાને બહાલી મળી છે. તેઓ અવરનવર મેહદીબાગમાં આવી તથા મેહદીબાગના સ્થાપકો તેમ બીજા અમલદારો અવારનવાર તેઓનાં મુલુકોમાં ઇમકાન બનવાના નજદીક જવા આવવાથી તેઓને દીની તસવ્વુરાતો આપવાનો તથા તેમને લેવાનો મોકેઅ મળે છે અને તેપર તેઓ સંતોષ પકડે છે.

**બાહેર રહેનારની તાલીમ બાબેનો તરીક.**

એ પ્રમાણે બે વર્ષની વાત પર ઉજ્જેન, જે Central India Native States નું એક શહેર છે, જેના રાજા માધોરાવ સીંધીયા His Highness Huzur Sir Madhav Rao Sindhia છે, ત્યાંના કેટલાક રહેવાશી સમાજના મેમબરોની ચાલુ માંગણીને લીધે, સમાજની એક શાખા કાઢવામાં આવી છે, તથા ત્યાંના એક રહીશે પોતાની મીલકીયતની કેટલીક જમીન તથા ઘર સમાજને અર્પણ કર્યાં છે જેમાં હાલ મેહદીબાગથી મોકલેલા કેટલાક મેમબરોએ પોતાનું રહેઠાણ કર્યું છે. તે ત્યાંનાજ લોકોનાં ભલાં અર્થે છે. વળી કોઈ પણ પોતાનું ભલું ઇચ્છી, પોતાના આત્માનાં ભલાં અર્થે સમાજમાં દાખીલ થવા ચાહે, પોતાનાંજ વતનમાં રહીને, તો તેઓની સગવડ માટે પણ આ શાખા ઉઘાડવામાં આવીછે. સને ૧૯૧૫ માં Present Khan Bahadur Malak Saheb, ઉજ્જેન ખાતે તે સમાજની બ્રાંચની સ્થાપના માટે પધાર્યા હતા, અને State—guest તરીકે નામદાર સીંધયાએ પોતાને ઉતારો આપ્યો હતો. Present Malaksaheb ની ત્યાં પધરામણીથી

ત્યાંના બધી કોમના રહીશોને ઘણો આનંદ થયો હતો અને તે તકે તેઓની (મલક સાહેબની) મુલાકાત લઇ લાભ ઉઠાવવા ચૂકયા હતા નહિં. પોતાનાં ત્યાં પધાર્યાં પછી તે જગ્યા અને ઘરનું નામ 'ગુલશને હક' (સત્યનું ઉદ્યાન) અને તેલીગ્રાફીક એડ્રેસ 'નીશાને હક' (સત્યનાં ચિન્હ') રાખવામાં આવ્યા છે. નાગપુરમાં, તેમ ઉજ્જેનમાં પણ પ્રથમ તો અત્રેથી ગએલા મેમબરોને વહોરાઓ તરફથી થતા જુલમ અને હાડમારી ખમવી પડી હતી, પણ ધીમે ધીમે તે બધું શાંત થઇ ગયું, અને હાલમાં અત્રેથી ગએલા મેમબરો પોતાનું કામ શાંત પણ કર્યા જાય છે. સમાજની બ્રાંચ ઉઘાડયા પછી, થોડા મહિનાને અંતરે મેહદીબાગ શૉપની એક બ્રાંચ ત્યાં પણ ઉઘાડવામાં આવી છે, જે 'મેહદીબાગ શૉપ ઉજ્જેન બ્રાંચ'નાં નામે જાણીતી થઈ છે

મોકેઅ મોકેઅ પર અને અવસરે વાઅઝ વગેરાનો લાભ આપવામાં આવે છે. વળી દરરોજ બે કલાક ભાષણ (Lecture) આપવામાં આવે છે તે પણ વઅઝ કરતાં કંઈ કમ નથી. વઅઝમાં અને ભાષણ (Lecture) માં ફરક એ રાખવામાં આવે છે કે વઅઝમાં વઅઝ કરનાર જે

**વઅઝ અને સવાલ જવાબ.**

બાબતો પર બોલનાર હોય છે તે બાબતોને પોતે મુકરર કરે છે, અને દરરોજ બે કલાકની તઅલીમ આપવામાં આવે છે તેમાં વારા (Turn) પ્રમાણે અનુક્રમે (by rotation) સોઆલો કરવાનો મેમબરો (Membres) ને હક આપવામાં આવે છે, કે જેઓ જે બાબતમાં ચાહે તેમાં સોઆલ કરે છે, અને તેને શાફી કાફી જવાબ આપવામાં આવે એટલુંજ નહિ પણ તે નીસબતમાં તે પુછપરછ કરતો રહે. જહાં તક કે તેને પુરો સંતોષ ન થાય અને બીજા સઘળા મેમબરો મરદો અને બઇરાંઓ મોટા અને છોટા સરવે સુણતા રહે, સમજતા રહે બલ્કે તે સઘળામાંથી પણ જેઓ તે બારામાં કાંઈ પુછવા ચાહે તેઓને પુછવા પરછવા હક છે. એકજ વકત નહિ પણ બે ચાર વાર અને તે કરતાં પણ વધુ પુછપરછ તેઓ કરી શકે છે, અને તે સબબથી બનતાં એમ બને છે કે બાઝ વક્તે તો

બે કુલાક તક એકજ સોઆલ પરજ જવાબ દેતા રહેવામાં આવે છે, બલ્કે કોઈ કોઈ વકતે તો તે સોઆલ પરનો જવાબ બીજા દિવસ તક પણ લંબાએ છે, બલ્કે ધરમ ઉપદેશ કરનાર પોતાનો ધરમ સમજે છે કે સોઆલ કેવો પણ હલકા પ્રકારનો હોય, કેટલોબી સાદો એને સીધો હોય, પણ ઇલ્મ આપવાના તરીક મુજીબ તેને જવાબ એવી સરસ રીતે આપવામાં આવે છે કે જેથી સોઆલનાંજ પ્રમાણમાં જવાબ નહિ પણ તાલીમ દેનારને રૂબે અને દેવા ઘટે તેથી તે ઝરીઆથી સંપૂર્ણ આલીમ બનાવવાની નેમથી એવા વીસ્તારથી તેઓને સમજાવવામાં તથા ઇલ્મ આપવામાં આવે છે, કે જેથી ફાયદો લેનારને ફાયદો લેવામાં કશી આડ કે અડચણ થાય નહિ, બલ્કે બીજા બધા તરીકથી લેવા કરતાં આ તરીક ઘણો સહેલો અને આસાન સાબીત થાય છે. વળી

**જવાબ દેતાં નીકળી જતો વકત.**

**સવાલ જવાબના તરીકથી ઇલ્મ આપવાથી હાંસીલ થતી હુસુલીયત.**

કોઇ કોઇ વકતે એમ પણ વકતને અનુસરતુ દેખી તથા શીક્ષણ લેનારને સારો સંગીન લાભ થાય તે માટે હેરફેર કરવાની નેમથી ધર્મ ઉપદેશક મેમબરોપર જુદી જુદી પ્રકારના સોઆલો નાંખે છે. તેનાં જવાબો બધા મેમબરો પોતાની શક્તિ પ્રમાણે એક પછી એક દે છે, અને અંતે તે નાંખેલા સવાલનો જવાબ શો હોવો જોઇએ તે ધર્મ ઉપદેશક દર્શાવી, તે માટે કેટલુંક જરૂરી વિવેચન કરી, એવી સરસ રીતે મેમબરોને સમજાવે છે. કે વળી તેમાં પણ મેમબરો પુછપરછ કરી પોતાની difficulties ને solve કરાવી લે છે. વળી તે ધર્મ ઉપદેશકનો જવાબ સાંભળી, પોતે દીધેલો જવાબ, પેલા ઇનાયત થએલા જવાબથી કેટલો મળતો છે તેની તુલના કરવા શકતીવાન થાય છે, અને પોતાની બુધ્ધીને ભવિષ્ય માટે તેજ કરવા અને ખીળવવા, અપાતાં શિક્ષણને બરાબર સમજવા લક્ષ આપવા પ્રયત્ન કરે છે.

આ તો દીની બાબતો માટે તાલીમની ઝીકર થઈ, પણ તેના સાથ સભામાં

**જાહેરી તાલીમ.** જવાન્યાઓ માટે તેમ બચ્ચાંઓ માટે વ્યવહાર કેળવણી (secular education) નો પણ પુરતો બંદોબસ્ત રાખવામાં આવ્યો છે.

મેહદીબાગ ઇન્સ્ટીટયુશનની પોતાની એક નિશાળ પોતાનાજ કંપાઉન્ડ કે એહાતામાં છે, અને તે સ્કુલને થોડો વકત અગાઉ એવી; હાલતમાં રાખી હતી કે જેથી તેના વિધાર્થીઓ (students) ને વેહવાર જ્ઞાન આપી દુનિઆના કારોબારને આસાનીથી લઈ ઉઠવા ઇમિકાન કરી આપવું, તથા ખાસ કરી આ

**ધરમ બોધ દેનારની ભીખ માંગતી સ્થિતિથી ધર્મને મળતી હીણપસ્તી.** વાતનો બચાવ કરવો કે જેથી દીન ધરમની વાત પર ઉતરનારા લોકો માટે ભીખ માંગવાના ધંધા સિવાય બીજો કોઇ રાસ્તો રહેતો નથી, અને ભીખ માંગી પોતાનું ગુજરાન ચલાવવામાં ખુદ પોતાના માટે હલકાઇ અને શરમીંદગી છે, એટલુંજ નહિં પણ સાથે સાથે ધર્મની ખુબીને ખાસ કરી હાલના ઝમાનામાં તો નીચે ઉતારી પાડવા, લોકોની હસીમાં લાવવા તથા હીણપસ્તી લગાડવા સરખુ છે. તેથી બચાવી

**ઉધોગ કરી પોતેપોતાનું ગુઝરાન કરી લે તે ધોરણથી હીણપસ્તીનું દુર થવું.** ખુદ કમાઈ કરી ઉદ્યોગ કરી નોકરી ચાકરીકરી, વહેવાર જ્ઞાનને કામમાં લઇ દુનિયાને જે લોકો બોજદાર યા બોજ સમાન સમજે છે તેને તેમ ન સમજતાં તેનો ઘટતો ઉપયોગ કરી આસાન કરી પોતાની ઝીંદગીને ભાર સમાન (burdensome) સમજવા બદલ તથા ભીખ (begging) નો ધંધો (profession) જે આજના ઝમાનામાં નીચાઇને પહોંચી ગયો છે તેની બુરાઇઓથી પોતાની ઝીંદગીને શ્રાપ (curse) કરવા બદલ પોતાના ખુદના પગપર ઉભા રહેવું, ઉધોગ હુન્નરને ને જ્ઞાનનો ઉપયોગ કરી પોતાની ઝીંદગીને પોતાનાં ભલાં માટે તેમ બીજાને ફાયદો પહોંચાડવાના ભલા સાધન તરીકે લેખી બને તેટલો સદ ઉપયોગ કરી પોતાની વાજીબ ફરજ (bounden duty) ને અદા (discharge) કરવામાં ખુદની સર્વે ખુબીઓ અને ભલાઇઓ સમાએલી છે એમ સમજવા અને માનવામાં

**સ્કૂલમાં મેત્રીક કલાસ તથા બીજા વર્ગો. સમાજના કેટલાક વિદ્યાર્થીઓ Education ની બાબતમાં કેટલીક હદને પહોંચ્યા છે.**

તથા તે મુજીબ ચલવા માટે ઇમ્કાન કરી આપવાની મકસદથી સ્કુલમાં વહેવાર જ્ઞાન આપવામાં આવતું હતું, પણ આસરે સાલ ૧૦) ના અરસાથી યુનીવરસીટીના ધોરણ ( University curriculum)ના મુતાબીકના ધોરણને મુકરર કરી સ્કુલ કમીટી (School Committee) Institution નાં મેમબરસની ખાહેશ અને ચૂંટણીથી મુકરર થઇ તેનો વહીવટ અને કારોબાર તેઓ ચલાવેછે, અને સાલ ૧૯૦૮ માં મેત્રીક કલાસ ઉઘાડવામાં આવ્યો હતો જે કલાસમાં ૧૨ વધાર્થીઓ મેત્રીકની પરક્ષા માટે તૈયારી કરી ૧૯૧૦ માં થનારી મજકુર પરક્ષામાં પ્રાઇવેત સ્તૂદન્ત્સ તરીકે અપીઅર થયા હતા, કારણકે મેહદીબાગ સ્કૂલ સરકારી તેમ મ્યુનીસીપલ ગ્રાંત ન લેતી હોવાથી, માત્ર ઇન્સ્તીત્યુશનનેજ ખરચે ચાલતીં હોવાથી પ્રાઇવેટ તરીકે અલાહાબાદ યુનીવરસીટી તરફથી મેત્રીકની પરક્ષામ બેસવાનો ચાન્સ તેઓને મળ્યો હતો. એમાંથી તે પારક્ષાનાં ૧૯૧૦ માં એક, ૧૯૧૧ માં એક ૧૯૧૨ માં એક અને ૧૯૧૩ માં એક એમ ચાર વધાર્થીઓ અનુક્રમે પસાર થયા હતા. તેમાંથી ત્રણ વધાર્થીઓ મેત્રીક પસાર કર્યા પછી નાગપુર મધેની હીસ્લૉપ અને મૉરીસ કૉલેજોમાં જોડાઈ, અલાહાબાદ યુની-વરસીટીની ૧૯૧૨ અને ૧૪ માં F. A. ની પરિક્ષા બબ્બે વર્ષના કોર્સો તમામ કરી પસાર કદી જુદા જુદા સમાજનાં દીપાર્તમેન્તોમાં જોડાઇ ગયા હતા. બીજા જેઓ પોતાનો અભ્યાસ આગળ ચાલુ રાખી શકયા નહિ, તેઓ પણ મેત્રીક સુધીનાં અભ્યાસ પછી સમાજના જુદા જુદા ખાતાઓમાં જોડાઇ ગયા. તે ઉપરાંત નાગપુરની એગ્રીકલચરલ કૉલેજમાં મેત્રીક સુધી ભણ્યા પછી બે વધાર્થીઓ સને ૧૯૧૧ માં જોડાયા, જેમાંના એક વધાર્થીએ ત્રણ વર્ષનો કોર્સ પુરો કર્યા પછી L. Ag. ની દીગરી અને દીપલોમા મેળવવા શકતી-વાન થયા છે. તે અને તેમના સાથી બે વર્ષના કોર્સ પુરા કરી સમાજને સંબંધ ધરાવતા ખેતી ખાતાનાં કામે વળગી ગયાં છે. હજી Present Mr.



Photo No. XIII.

જુઓ પાનું ૧૨૭.　　કસરે મલકા (મેહદી બાગ)　　ફોટો લીધો ઇ. સ. ૧૯૧૭.

Malak નાં બે દીકરા જે સાહેબો વજે બુક નં ૧ માં વાંચી ગયાં, તે સાહેબો મેત્રીકનાં અભ્યાસ પછી કમરશીયલ લાઇન્સમાં જોડાયા. તેમાંના એક સાહેબ હાલમાં મેહદીબાગ ઇતવારા શૉપ હેડ કવાર્તરમાં એસીસ્તંત મેનેજર તરીકે કામ કરવા શવાય અમેરકાની કમરશીયલ કૉલેજના પ્રાઇવેત સ્તુદન્ત તરીકે અભ્યાસ કરી વખતો વખત લેવાતી ગએલી પરિક્ષામાં પસાર થઈ સર્તીફીકેટો મેળવવા શક્તીવાન થયા છે. બીજા દીકરા મેત્રીક સુધી અભ્યાસ કરી બૉમ્બેમાં હાલ મી૦ બનાજીની કમરશીયલ સ્કૂલમાં જોડાયલા છે અને ત્યાં પોતાનો અભ્યાસ ચાલુ છે. હવે મેહદીબાગ સ્કૂલમાં આબેદી સાલ ૨૬ અને ઇસવી સને ૧૯૧૫-૧૬ સુધીમાં સમાજનાં છોકરા છોકરીઓની તાલીમનો બંદોબસ્ત નીચે પ્રમાણે છેઃ—

મેહદીબાગ સ્કૂલ એક પ્રાઈવેટ concern છે, જે માત્ર સમાજના ખર્ચેજ ચાલે છે, તેમાં કોઇ પણ સરકારની કે મ્યુનીસીપાલીતીની ગ્રાંતો લેવામાં આવતી નથી. તેનો વહીવટ માત્ર સમાજનાજ મેમબરો કમેટીના આકારમાં ચલાવે છે. એ મેહદીબાગ સ્કૂલમાં સમાજનાંજ મેમબરોનાં છોકરા છોકરીઓને ભણાવવાની વ્યવસ્થા રાખવામાં આવી છે. સ્કૂલમાં અંગ્રેજી, ગુજરાતી, ઉરદુ, અરબીનું જ્ઞાન આપવામાં આવે છે, તથા સરકારી ધોરણ પ્રમાણે Education curriculum મુજબ ભણાવવાનો બંદોબસ્ત કરવામાં આવ્યો છે. એ સ્કૂલનાં બે વિભાગ છે. એક છોકરાઓ અને બીજો છોકરીઓ માટે છે. છોકરાઓ માટે ઉરદુ વર્નાકયુલર ઉપરાંત મીડલ સ્કૂલ સુધીનું શિક્ષણ આપવામાં આવે છે. બહારના તેમ સમાજના મેમબર માસ્તરોને તે કામ માટે રોકવામાં આવ્યા છે. છોકરીઓનાં શક્ષણ માટે તો સમાજનાંજ બૈરાં શક્ષકોને મુકરર કરવામાં આવ્યાં છે, જેઓ ગુજરાતી, ઉરદુ, ઇતિહાસ, ભુગોળ ઇત્યાદીનું જ્ઞાન આપે છે. છોકરાઓની ગણત્રી ૪૦ ની અને છોકરીઓની ગણત્રી ૪૩ ની થતા જાય છે. છોકરાઓ જ્યારે હાયસ્કૂલની હદને પહોંચે છે ત્યારે તેઓ મેત્રીકની પરિક્ષામાં બેસી શકે તે માટે એક સ્પેશીયલ મેત્રીક કલાસ ચાલુ કરી તે માટે એક [illegible] એટ અને બીજા જરૂરી Teachers ને for the time being મેત્રીક કલાસ

coach up કરવા માટે રોકી લેવામાં આવે છે. પણ બૈરાંઓને તેટલી હદ સુધી પહોંચાડવાની એટલે તેમ કરી મેત્રીકની પરિક્ષા પાસ કરાવવાની નેમ નથી. માત્ર અંગ્રેજી સારી રીતે વાંચતાં લખતાં બોલચાલ કરતાં શીખવી દેવાની નેમ રખાય છે, જેથી રોજના વ્યવહાર સંબંધમાં બીજા હાલના જમાનાની Educated Ladies સામે પોતાની અજ્ઞાનતા જણાય નહિં, તેથી જમાનાને અનુસરતું દેખી Religious knowledge ની સાથે Secular Education પણ આપવું જરૂર સમજી તેમ કરવામાં આવે છે. આ નેમ અને મતલબથી બૈરાંઓમાં Messrs. Malak નાં બચ્ચાંઓને એક Private Tuteress રોકી અંગ્રેજી ભાષાનું વ્યવહારૂ જ્ઞાન આપવામાં આવે છે, જેમાંની બે બાઈઓએ તો પોતાને મળતા જ્ઞાનનાં ધોરણ પર, સમાજની બીજી બેનો વિદ્યાર્થીઓને અંગ્રેજી ભાષા શીખવવાનું માથે ઉપાડી લીધું છે જે કામ તેણીઓ ઘણી સરસ રીતે બજાવી રહી છે.

**ઈન્ફન્ત કલાસમાં કીંદરગાર્ટનની તઆલીમ.**

Infant class માં છ વરસનાં છોકરા અને છોકરીઓને દાખલ કરવામાં આવેછે, અને તે પણ માબાપોની અરઝી કરવાથી તથા ડોકટરી સર્ટીફીકેટ (Medical Certificate) મળ્યા બાદ. બીજા, પહેલા અને બાળવર્ગ (Infant) માં કીંદરગાર્ટનના (Kindergarten) ના તત્વ (Principles) પર શીખવવામાં આવે છે, તથા તેઓના ખેલને જ્ઞાન માટે તથા દીલલગી માટે સર્વે ઈતેઝામ મુકરાર કીધો છે.

**Drawing.**

Drawing પણ એક Subject છે, કે જે શીખવવામાં આવે છે, અને તે માટે પણ પ્રથમ ૧૯૦૬ માં એક Teacher મુકરર કરવામાં આવ્યો હતો, અને ચાર વર્ષનાં શિક્ષણ પછી જ્યારે સમાજનાં છોકરાઓમાંથી થઈ ગ્રેડની સર્તીફીકેટ મેળવી એટલી હદને પહોંચ્યા કે જેઓ પોતે Drawing class conduct કરવા શકિતવાન થયા, ત્યારે તે સમાજના છોકરાઓમાંથીજ એકએ

પોતાને શીર તે કામ ઉપાડી લીધું, અને આજે લગભગ ચાર વર્ષ થયા કે સમાજનાંજ ડ્રોઈંગ પાસ થએલા છોકરાઓમાંથી કલાસો સારી રીતે conduct. કરી શકે છે. ડ્રોઈંગની જુદી જુદી ગ્રેડોમાં પસાર થએલાં છોકરા છોકરીઓનો નંબર તથા ક્યા ક્યા સાલ ૧૯૧૫ સુધીનાં વર્ષોમાં પસાર થયા તે નીચે પ્રમાણે છે.

| | | Grades | | |
|---|---|---|---|---|
| છોકરાઓ | સાલ. | 1st | 2nd | 3rd |
| ,, | ૧૯૦૭ | ૬ | Nil | Nil |
| ,, | ૧૯૦૮ | ૧૧ | ૩ | Nil |
| ,, | ૧૯૦૯ | ૧ | ૬ | Nil |
| ,, | ૧૯૧૦ | ૨ | ૪ | ૪ |
| ,, | ૧૯૧૧ | ૧ | ૧ | ૨ |
| ,, | ૧૯૧૨ | ૨ | ૨ | Nil |
| ,, | ૧૯૧૩ | ૨ | ૨ | ૨ |
| ,, | ૧૯૧૪ | ૨ | ૩ | ૩ |
| છોકરીઓ | ૧૯૧૫ | ૯ | Nli | Nil |

મેત્રીકનાં શિક્ષણ માટે સને ૧૯૦૮ માં B. A. માસ્તર તથા બીજા માસ્તરોને રોકવામાં આવ્યા હતા, તે પછી ૧૯૧૪ થી એક F. A. અને condidate for B. A. ને તેમ એક ઉરદુ માસ્તરને રોકવામાં આવ્યા છે. તે આગળ ખરચ ઘણો કમ હતો. તે આગળ ઈન્સ્ટીટયુશનના (Institution) ચાર પાંચ (members) મેમબરો સ્કુલને મફત (gratis) ચલાવતા હતા, અને હાલમાં પણ બે ત્રણ મેમબરો, જેમાં બે તો બૈરાંઓ છે, તેઓ એ મેહરબાનીની રાહે પોતાનાં ભાઇઓ બહેનો અને બચ્ચાંઓને કોઇપણ સ્વાર્થ વગર તાલીમ આપવાનો ઝીમ્મો લીધો છે, અને તે સબબોથી સ્કુલનો ખરચ ઘણો કરકસરનાં તત્વો પર (Economical principles) ચાલે છે. અને આજ તક તે ખાતાંમાં ખરચની ઘણી મોટી રકમો ખરચવામાં આવી છે.

સ્કૂલમાં છોકરાઓને અને છોકરીઓને કસરત (drill) અને દેશી કસરત

**કસરત.**

શીખવવા માટે કસરત–માસ્તર (drill master) રાખેલો છે. એક વકતે હીસલૉપ કૉલેજ, મૉરીસ કૉલેજ અને બીજી સ્કૂલો (Hislop College, Morris College.) ના સાથમાં મેહદીબાગ સ્કૂલનાં છોકરાંઓને પણ ખેલો અને કસરતમાંની હરીફાઇના મેળાવડામાં ઉતારવામાં

**મેળવેલાં ઇનામો.**

આવ્યાં હતાં, અને ખુશી થવા જોગ તો એ છે કે મેહદીબાગના છોકરાઓ ( boys ) ને ઇનામનો સારો ફાળો મળ્યો હતો. તેજ મુજબ, વળી, અનજુમને ઇસલામના છોકરાઓ (school boys) સાથની હરીફાઇમાં પણ ઇનામનો સારો ફાળો મેળવવા તેઓ શક્તિવાન થયા હતા.

સ્કૂલમાં જે છોકરા છોકરીઓ દાખીલ છે તેમાંથી દસ વરસ ઉપરની ઉમરની છોકરીઓ સિવાય છોકરાઓ અને છોકરીઓનો એક જથામાં (Photo) ફોટો આ સાથે આપેલો છે તે પરથી તેઓની તનદુરસ્તી વગેરેની હાલત દેખવા અને સમજવા ઇમિકાન થઇ શકશે.

Photo No. 2,
Group school.

સ્કૂલના સાથ સાથમાં એક લાઇબ્રેરી પણ છે.—લાઇબ્રેરી ઘણાં નાનાં પાયા પર રચવામાં આવેલી છે. તેમાં અરબી, ફારસી, ઉર્દૂ, અંગ્રેઝી, ગુજરાતી કીતાબો ચોપડી ચોપાન્યા અને ન્યુસ પેપર વગેરે મુકાયછે. મરદો અને— બઇરાંઓ થકી કેટલાક મેમબરો, સ્કૂલના વિદ્યાર્થીઓ—ઉપરાંત, એ લાઇબ્રેરીનો લાભ લેછે. સ્કૂલને લગતી તે લાઇબ્રેરી સમજાય તેવાજ ધાટમાં અને પ્રમાણમાં તેને રાખી છે, જ્યારે તેમાં બાહેરના ( outsiders ) ને મેમબરો બનાવવામાં આવતા નથી તેથી તેને બહોળાં સ્કેલ પર લઈ જવાની કશી જરૂરત નથી લાગતી, અને તે સબબ સમાજના સભાસદો (members of the society) સઘળાજ તે લાઇબ્રેરીના મેમબરો members તરીકે લાભ ઉઠાવી શકે છે.

કેટલાક રોજીંદા અને અઠવાડીક ન્યુસપેપરો અને પખવાડીક અને માસીક ચોપાનીયાઓ એ લાયબ્રેરી માટે મંગાવવામાં આવે છે. આ લાયબ્રેરીના મકાનનો

ખ્યાલ (photo No. 3,) ૩જા નંબરના ફોટોમાં નજર કરવાથી આવી શકશે. અત્રે જણાવવું જોઇએ છે કે આ લાયબ્રેરી અને ઉમરેરમાં મલક લાઇબ્રેરી છે તે બંનેને ભેળી નાંખવી જોઇએ નહિ. તે તો જુદીજ લાયબ્રેરી છે, જેની તફસીર ઉમરેર ગામ બાબેની તવારીખના સાથમાં આવશે. આ લાઇબ્રેરી તો નાગપુરમાં મેહદીબાગના કંપાઉન્ડમાંજ છે, અને સ્કુલ અને રમતગમતની જગ્યા (play ground) ની નઝદીકમાંજ છે.

આ લાઇબ્રેરી એક વાદવિવાદ મંડળ ( Debating society) છે તેની સાથે હાલ દસ વર્ષ થયાં જોડી દેવામાં આવી છે. તેનો વહીવટ અને કારરવાઈ તે વાદવિવાદ મંડળના મેમબરો ( Debating society members ) એક સબ કમીટી (library subcommittee ) લાઇબ્રેરી કમીટીના નામથી કાએમ કરી તેમના હસ્તક કરાવે છે.—પહેલે એ

**લાયબ્રેરીના ખર્ચ માટે ઉદ્યોગને ઉત્તેજન.**

લાઇબેરીનો ખરચ કમીટી તરફથી કરવામાં આવતો હતો, પણ વચમાં હાલ બે ત્રણ વર્ષને માટે તેને લગતી Subcommittee ના Members કંઈ ઉધોગ હુન્નર સીવવા ભરવાનું કામ વગેરે વિશેષ આમદ કરી ખરચ કરતી હતી, પણ તે પછી છેલ્લા ચાર વર્ષોથી તેમ આમદ કરવાનું કામ પડતું મેલી સમાજના સાધારણ બીજા ખરચો પેટે તેનું ખરચ પણ કરવામાં આવે છે.

ડિબેટીંગ સોસાયટીને ચાલુ (start) કરવાને આજે લગભગ વરસ ૨૦નો અરસો થયો છે. એ સોસાયટી (Society) નો ખરચ પણ ઘણાં નાહના પાયા પર કરવામાં આવતો હતો. એ સોસાયટીની મિટીંગો મહીના એકમાં ચાર તક

**Debating Society, its meetings and election of president, &c.**

કરવા કાનુન હક આપે છે, પણ કમમાં કમ ૭ મહીનામાં આઠ મીટીંગો તો થવી જોઇએ, સબબ કે દર ૭ માહે પ્રમુખની બદલી થતી રહે છે, પ્રમુખો વધુ મતે ચુંટણી elect થતા રહે છે, અને Mr. Malak તેમ તેમના તરતના ત્રણ ચાર તાબેના (Sub-ordinates) તેના મેમબરો (Members) થઇ શકતા નથી તેમ પ્રમુખ

પદ સ્વીકારી શકતા નથી, પણુ પ્રેક્ષકો (Visitors) તરીકે દરેક મીટીંગમાં હાઝરી આપે છે, તથા તેઓ પર સંપુર્ણુ દેખરેખ રાખે છે. Mr. Malak સિવાય બીજા ત્રણુ સાહેબોને મેમબરો (Members) ને શીખવવાની મઅનામાં મેમબરો તરફથી વકીલ બની કોઇ વકતે કામ કરવા માટે હક અપાવવાનો છે. એટલા વાસ્તે કે બેહેસ કેમ કરવી, તેમાં સુધારો વધારો કેમ કરવો તે કરી બતાવવાથી માલુમ થાય; પણુ તેઓ ઘણા કમ વખતે તેવું કામ બજાવે છે.

Appeal on result of debate made known in second meeting.

The decision of the President. Mr. Malaks' decision final.

એક મીટીંગમાં થએલી વિવાદ (Debate) નું ફેસલ પ્રમુખ તે પછીની બીજી મીટીંગમાં આપે છે, અને જો પક્ષો (Parties) તે ફેસલથી સંતોષ ન પામે તો તેઓને ફેસલની તારીખથી એક માહમાં Mr. Malak ના નઝદીક અપીલ (Appeal) કરવાનો હકછે, અને Mr. Malak નો ચુકાદો છેવટનો ચુકાદો (final decision) સમજવામાં આવે છે. વાદવિવાદ મંડાન (Debating Society) ના વાસ્તે Late Mr. Malak એ કાનુનો ઘડી આપ્યા હતા, અને Present Mr. Malak ના વકતમાં સુધારો વધારો થયો, જે કાનુન પ્રમાણે મેમ્બરો ચાલવાને બંધાએલા છે.

Industry encouraged to meet the Expenses.

આ ડીબેટીંગ સોસાયટી (Debating Society) નો ખરચ પણુ જમાઅતના ખરચ તરીકે લેખાયો જતો હતો, પણુ વચમાં બે ત્રણુ વરસ માટે તેઓ રૂ. ૨૦૦, ૪૦૦ ની ટુંક પૂંજીમાં ચાલુ વહીવટ સવાયનો ઉદ્યોગ જેમકે સાઇકલો બાડે ફેરવવી વગેરે કરી આમદ ઉપજાવી તેમાંથી પોતાના ખરચનો ગુજારો કરતા હતા કે જે કરીબ સાલ ૧, ના રૂ ૨૦૦, ૨૫૦ સુધી થવા જાય છે. બાઝ વકતે તેમાંથી ઝરૂરી ફરનીચર પણુ ખરીદ કરવામાં આવે છે. ઑફીસ ચલાવનાર તરીકે (office—bearer) પ્રમુખ છે, અને ત્રણુ કારરવાઈ મંડલના મેમ્બરો કામમાં મદદ દે છે,



Photo No. XIV.

પ્લે ગ્રાઉંડ; મેહદી બાગ ડીબેતીંગ સોસાયટી અને લાઇબ્રેરી = મુનવ્વરી મકાન.

જુઓ પાનું ૧૨૭. ( મેહદી બાગ. ) ફોટો લીધો ઇ. સ. ૧૯૦૮.

તથા મંડાન (Meeting) ની નોંધ લેવું, તે માટે ગોઠવણ (arrangement) કરવું એ સર્વે તેમનાજ હસ્તક છે. ડીબેટીંગ સોસાયટી (Debating Society) ના મકાનનો દેખાવ તેના ફોટો (view Photo) માંથી માલુમ થશે, કે જે મકાન તે કામ વાસ્તે ખાસ મુકરર કરવામાં આવ્યું છે. એ વાદવિવાદ (Debate) માં મરદો અને બૈરાંઓ સઘળા શરીક થાય છે.

**બાઇરાંઓ બેહેસ અને તકરીરમાં.**

બૈરાંઓ જાલીના પડદા (Screen) પાછળ બેઠક લે છે, અને બેહસ કરવામાં પણ ભાગ લેછે. બેહસ માટે મરદ બાઇરાંમાં અને બૈરાં મરદમાં તથા મરદ મરદમાં અને બાઇરિં બૈરાંમાંથી મુકરર કરવામાં આવે છે, તથા તેમાં શરીક થવાને બનતી તકે સઘળાને લાભ આપવામાં આવે છે. ઝાહેરનામું બહાર પાડી સોઆલ ઝાહેર કરવામાં આવેછે. શોઆલો ધાર્મિક, સામાજીક, નૈતિક, ઐતિહાસીક (Religious, social, moral, historical) બાબતમાં કરવામાં આવે છે. સરખા ભાગ (Equal division) કરી બે પાર્ટી મુકરર કરવામાં આવી છે, અને એક ભાગ (Party) તરફથી એકને મુકદદમ કરી તેને સોઆલ કરનાર અને સામી પાર્ટીના એક મેમબર (member) ને મુકરર કરી તેને જવાબ દેનાર તરીકે મુકરર કરવામાં આવે છે, અને મીટીંગમાં સોઆલ કરવા બાદ જવાબ દેનાર જવાબ દે છે તેને પાછા સોઆલ કરનાર તોડે છે અથવા રદ કરે છે, જેને પાછા જવાબ દેનાર રદ કરે છે. એમ ત્રણત્રણ ટર્ન દરેકને દર ૧૫, ૧૫, મીનીટની બોલવા માટે આપી કલાક ૧।ામાં બેહેસ ખતમ કરવામાં આવે છે. પક્ષના મેમ્બરો વાદવિવાદ (debate) શુરૂ થવાના પહેલા સુચવી શકે છે, પણ તે પછી નહીં, બેહસ કરવા માટે જુદી જુદી ધોરણો મુકરર છે, ને કયા ધોરણ મુજબ બેહેસ કરવી તે ઝાહેરનામાંમાં જણાવવામાં આવે છે.

વાદવિવાદની મેમબરો નોંધ લઇ શકે છે. પ્રમુખ ફેસલ શું આપશે અને તે કેવો આપશે તથા પોતાને ફેસલ લખતા આવડે છે યા કેમ તથા કેટલા કેટલા અને કયા કયા ખુદના લખેલા ફેસલો ખરા ખોટા ઠરે છે તે માટે તે નોંધને ઉપયોગમાં

**દરએક મેમબર ખાનગી તોર પર ફેસલ લખી શકે છે, તથા પ્રમુખના ફેસલ સાથે સરખાવી શકે છે.**

લઈ શકે છે. તથા તે ડીબેટીંગ સોસાયટીમાં સઘળા વિદ્યાર્થીઓ, ઉંમરે પહોંચેલા મેમ્બરો શરીક અને શામીલ થઇ શકતા નથી પણ અમુક મેમ્બરો તેમાં શામીલ થઈ શકે છે, જેઓ ચોકકસ દરજાને પહોંચ નારા હોયછે. સઘલા સ્કૂલ બોયઝ, તેમ Maturity attain કરવાવાલા મેમ્બર શરીક અને શામીલ થઇ શકતા નથી. તેવો કાયદો ત્રણ ચાર વર્ષ પર હતો પણ તે રદ કરી Maturity attain કરવાવાલા

**મેમ્બરોનો જુમલો—પ મરદો બૈરાં મળીને.**

પ્રત્યેક શખસને અરજી કરી તે (Society) માં શામીલ થવા હક આપવામાં આવ્યો છે જેથી પ્રત્યેક સખસ Maturity ને પહોંચ્યો કે તરત જો તે ચાહે તો Society માં અરજી કરી સર્વાનુમત કે વધુ મત મેળવે દાખલ થઇ શકે છે, તે ડીબેટીંગ સોસાયટી (Debating Society) ખાસ કરીને સમાજના મેમ્બરો (members of the Institution) માટેજ છે; બહારના લોકો માટે ખુલ્લું નથી.

જે હાલમાં કે સ્કૂલમાં લાઇબ્રેરી અને ડીબેટીંગ સોસાયટી ની ઝીકકરમાં ગુઝર કરવું થયું છે તો સાથ સાથમાં આ તકે આ પણ જણાવવું ઝરરનું થાય છે કે મેહદીબાગ ઈન્સ્ટીટયુશના કુલ મેમબરો માટે તાલીમ વતેહઝીબ-જારી છે. એમ નહિં કે ખાસ સ્કૂલના વિદ્યાર્થીઓ (School ના Students) માટેજ છે: જેમકે છોકરા અને છોકરીઓની નિશાળ (Boys and Girls School માટે—લાઇબ્રેરી અને ડીબેટીંગ સોસાયટી (Liberary and debating Society) માટે જણાવી ગયા. આ તો એમ લેખી શકાય કે શાખાઓ અને ખાતાંઓ છે (branch departments). દર અસલતો મેમ્બરોના કુલ શું છોટા કે મોટા, અદના કે અઅલા સઘળા વિદ્યાર્થીઓ (students) છે તેમને માજી મી, મલક (Late Mr. Malak) ના વખતમાં અને (Present Mr. Malak) હાલના મી૦ મલકના વખતમાં હાલના

મી. મલક ધર્મના સત્યો અને રહસ્યો નૈતિક અને આત્મીક પ્રકાશ અને આત્માની ખીલવણી (truths and beauties of religion, moral and spiritual development and soul ના evolution) માટે જુમાઅ સિવાય દરરોજ બે કલાકના અરસા તક તાલીમ આપતા રહે છે, અને મોકેઅ મોકેઅ સર તો વઅઝ વગેરે કરી તેઓને ફાયદો તાલીમ તેહઝીબ આપતા રહે છે. સ્કૂલના છોકરાઓને પણ તેઓની હદ અને લીયાકત મુજબ દીની ઉસુલો તથા અખલાકી ઉમુરો શીખવવા માટેનો ખાસ બંદોબસ્ત કરવામાં આવ્યોછે, અને એમ છે તો ગોયા સઘળાના સઘળા સત્ય શોધકો છે. (in search of and seeker after truth).

**મેમબરો સઘળા છોટા મોટા. હરકોઈ મેમબર વિદ્યાર્થી છે.**

ખરૂં સત્ય (truth) એ છે કે તેને મેળવવા સાથ બી તેની વધુ અને વધુ જુસ્તજુમાં રહે, અને જેમ ઝીયાદા અને ઝીયાદા મેળવતો જાય તેમ તેની જુસ્તજુ પણ બઢતી જાય. જેમકે કોઈ મહાન બુઝુર્ગનો કોલ છે કે એક શખસ ઘણો અને ખરો આલીમજ્ઞાની તે છે, કે જે ઘણું જાણવા સાથે એમ જાણે છે કે હું એ આ વાતને જાણી છતાં મને ઘણું જાણવાનું છે.

**ખરા જ્ઞાનીની સીફત.**

ટુંકમાં, તેઓની જુસ્તજુ સદા બાકી રહે છે એટલુંજ નહીં પણ જે જાણ્યુ છે તે પોતાનાં કોમનાં અને મતનાં લોકોને જણાવવાને તેઓ સદા તૈયાર અને તત્પર રહે છે. તેઓ તે સર્વે જાણેલી બાબતોને બીજાઓને જણાવવાનું પોતાનો ધર્મ સમજે છે, અને જેઓએ તેઓને જણાવ્યું તેના હકને અદા કરવાનો તથા એહસાન અને શુકર અદા કરવાનો તરીક તેઓ એજ સમજે છે, કેમકે જો તેમના પર તે બુઝુર્ગોની તેવી કરમબખશી અને મેહરબાની થઇ ન હતે તો તેઓ તે વાતોથી અભણ અને બીનવાકીફજ રેહેતે; અને તેજ મુજબ તેઓ જો ન જણાવે તો તેમના જાત ભાઇઓ ગેર-વાકીફ રહી જશે. તેઓને એમ તાલીમ મળેલી છે કે જે તેઓને મળેલું છે

**ખરા જ્ઞાનીની વાજીબાત.**

તે એક અમાનત છે, અને તે અમાંનતને તેની ઘટતી જગાએ તેઓને અદા કરવીજ જોઇએ.

**ઇલમ અને પૈસાનો મુકાબલો.**

જેમ પૈસા માટે લોકો કહે છે કે જેઓને ખુદાજીએ પઇસો આપ્યો હોય તે તેને મુતલક ખરચે નહિ, પાઇ પાઇ સંગ્રહી કંજુસ અને મખ્ખીચુસ થઇને રહે, અને પોતાની ઝીંદગીને તેવીજ હાલતમાં તમામ કરે તો લોકો તેને બખીલની ઉપમા આપે, અને તેને ઘણુાઓ નામ રાખે તથા ઘટતું ના કીધું એમ લેખે, કેમકે ખુદાએ, એ જે પૈસો આપ્યો છે તે લોકો એમ માને છે કે જેની પાસે પૈસા હોય તે તે પૈસા સંગ્રહી ન રાખે પણ એવી રીતે તેઓનો ઉપયોગ કરે કે જેથી તેની દોલતની આપ—લે થતી રહે, અને તેને નુકશાન ન થતાં તેમાં વધારો કરતો જાય અને બીજાને ફાયદો પહોંચાડતો જાય. આ ઇલમના બારામાં પણ તેઓને તેવીજ તાલીમ દેવામાં આવી છે, અને પૈસા અને દોલત બાબે પણ તાલીમ મળી તેઓ દોલતને પોતાનાંજ સુખ પાછળ ખરચવા સંગ્રહ કરતા નથી, પણ ખાસ કરી જેઓ તેના ખરેખરા મોહતાજ હોય છે તેઓની એહતીયાજગી યાને તંગી દુર કરવા તરફ ખરચવા માટે પૈસાનો સદુપયોગ કીધેલો સમજે છે. અગર ઇલ્મ અને પૈસો જે તેઓએ મેળવ્યો છે અને સંગ્રહયો છે તે તેવા પ્રસંગની ઇનતેઝારી માટે છે, અને તેવી તક મળવા સાથે પણ જો તેઓ તેનો સદ ઉપયોગ કરવામાં પાછળ રહે તો તેઓ તેમને મળેલી તાલીમ મુજબ ઘટતું ના કીધું અને તેઓની સર્વે હુસુલીયત ઝાંએ થવાનો સંભવ ખરો થયો એમ લેખાય.

**ખરી સખાવત શું અને કહાં?**

અત્રે એક ઘણો અગત્યનો સવાલ સાફ (clear) કરી જણાવવું ઘણું અવશ્યનું છે, અને તે એ છે કે ઘણાં લોકો એમ માને છે કે દુનિયામાં ઘણાં લોકો મોહતાજ છે. મોહતાજ લોકોથી દુનિયા ભરેલી છે, અને તે મોહતાજ બે કીસમના છે. દુનિયાના યાને પૈસાના તથા ઇલ્મ અને ગ્યાનના તથા જે કોઈ રસ્તે ચાલતો તેવો શખસ મળી આવે તેની એહતીયાજગી અને ઝરૂરતને પુરી કરવામાં



Photo No. XV.

જુઓ પાનું ૧૨૭. મુનવ્વરી મકાન ( મેહદી બાગ. ) ફોટો લીધો ઇ. સ. ૧૯૧૭.

તેઓ પુણ્ય અને સવાબ સમજે છે. લંગડા લુલા અંધા વગેરેને આપવામાં તથા દુઃખી દરદીઓ માટે ઇલાજ સારૂ ઇસ્પીતાલ (Hospitals) સ્થાપવામાં અને જારી કરવામાં ભલાઇ અને નેકનામી સમજે છે, બલ્કે તેને ધર્મ સમજે છે. વળી ઇલ્મ અને કેળવણી માટે સ્કુલો, મદ્રેસાઓ, પાઠશાળાઓ (Schools, Madrassahs Colleges) જારી કરવામાં તાલીમ આપવાનો ભાવાર્થ સમાએલો સમજે છે, તથા કેટલાક આગળ વધેલા (advanced) ખ્યાલના લોકો ચોપડીઓ લખવામાં તથ ભાષણુ અને વ્યાખ્યાનો (Lectures and Speeches) આપવામાં ઘણી મહત્વતા સમાએલી લેખે છે; અને તેટલું કરનાર કરે તો તે કરતાં વધુમાં વધુ શું કરી શકે છે તે હદને આવી અટકી ગયા છે. એવાજ વિચારોના ધરાવનારા, મેહદીબાગ ઇન્સ્ટીટયુશનના મેમબરો નથી. તેઓને જે તાલીમ મળી છે તે તાલીમ એ કીસમની છે કે જે વક્તે કે કોઇ નેકીનું કામ કરવાનું હોય તો પહેલે ઉતાવળ ન કરતાં જરા શાંતીથી પોતે સમજે, વાકીફ થાય, તે બાબે ઘટતે ઠેકાણે પુછે, તે લીયાકતને પેદા કરે અને પછીજ તે નેકીનાં કામો કરવા પર આમાદા થાય, નહિં કે એક બએક પોતે પોતાનેજ સમજતો ન હોય, ભલું અને બુરૂં શું તેજ જાણુતો ન હોય, ઘણો મોહતાજ કોણુ અને તેની શું પેછાણુ તેજ ખબર ન હોય, એહતીયાજગીની હદ શું, કયારે તેને આપવું, કેમ આપવું, કેવી રીતે આપવું તે સઘળાંથી વાકીફ થવા અગાઉ આપવા પર તૈયાર થઇ જાય તો તેનું કામ ઝરૂર સુધરવા બદલ બગડવા પર આવે, અને મહેનત સરવે બરબાદ ને ગુનાહ લાઝીમ થાય; પણુ તે સર્વે ઉમુરો હાસીલ કરવા તકની સબર વોજ શખસ કરી શકશે કે ખરી સખાવત કરવાને તે ચાહતો હશે અને તે જાણુવા માટે જે કાંઈ પોતાના સુખ દુઃખનો ભોગ આપવો પડે તે આપવા માટે પણુ અને લેનારના લેવા માટે પણુ ચોકકસ શરતો અને વકત તથા લીયાકત છે, કે જે લીયાકત મેળવવા બાદ જો તેનું આપ-લે થાય તો તેનો નતીજો સારો નીકળે, નહિ તો નતીજો સારો ઉમ્મીદ કરાય નહિ.

ઇલ્મ આપનાર માટે આ વાતને તેઓ અવશ્ય માને છે તથા તેઓના

ઉપર તેઓના ઉસ્તાદથી જારી થએલા ઉમુરોનો તેઓને] તજરૂબો અને અનુભવ છે કે પોતાનાં શાગીર્દને શાગીર્દ કેમ બનાવવો. પહેલે ઝરૂરનું એ છે કે જોકે તેનું નામ પણ તાલીમ પડે છે, છતાં તે તાલીમ શાગીર્દ બનાવવા કાજેની છે. જે ખરૂં ઇલ્મ છે અને જેનું નામ ઇલ્મ પડેછે તે તો શાગીર્દની શાગીર્દી કરવા બાદ આપવાનું છે. શાગીર્દમાં એટલી કબુલીયત પેદા કરાવવી એ ઘણું ખુબીનું કામ છે, અને તેને ઘણો વક્ત લાગે છે; અને જે ખરેખર મકસદનું અને મતલબનું ઇલ્મ છે તે તો તેજ વકતે મળી શકે છે, નહિં તો ઉપર ઉપરની ચીઝોને સઘળા લાગી અને વળગી જાયછે, ને હરએક ઝમાનામાં તેવા લાગી જનારા ઘણા મળી આવે છે, પણ ખરી શાગીર્દી કરી મેળવનાર કમ ઘણા કમ, હોય છે. એક શખ્શ ખરો ઉસ્તાદ ન કહેવાય જો તે પૂછનાર પુછે અને ફોરન તેને જવાબ દઇ દે. ભાષણ કરવાના તખ્તા પર ( platform ) ખડો થાય અને ભાષણો આપે ( Lectures ) ને શ્રોતાને (audience) ન પેછાણે અને શ્રોતા (audience) તેને ન પેછાણે, તેની નેમ અને મતલબને તે ન જાણે ! એ તો સીર્ફ માની લીધેલી વાતોનો દેખાવ છે કે એક સાહેબે લેકચરો ઘણાં આપ્યાં અને તેના માટે શોહરો છે તથા લોકો હઝારોની ગણત્રીમાં જમા થાય છે તેઓને સાંભળવાનો શોકજ નહોય તો તેઓ પોતાનાં સુખ અને ફુરસદનો ભોગ આપી હાઝર થાએજ શું કામ અને તેને સાંભળવાના સ્વભોગ (Sacrifice) કરેજ શું કામ ? પણ તે સઘળું મજાઝ તરીકથી ઇલ્મ આપ લેનો સોદો છે—ખરેખર રીતે તો નહિ.

**શાગીરદો કોને અને કેમ બનાવવા તે બાબે.**

હમણાં હમણાં તો એવું દુનિયાનાં ઘણા ભાગમાં દેખવામાં આવે છે કે લેનાર કરતાં ઇલ્મ આપનારને ઘણો વલવલો અને ઉતાવળ હોય છે. ગોયા ઘણી ઝરૂરત તેનેજ હોય કે અગર ન આપે તો તેને કેટલું મોટું નુકશાન થઇ જશે તે ડરને મારે આપવાને તઇયાર થાય છે, અને લેનાર પણ એમ સમજી જાય છે કે બોલનારનાં જેવી લીયાકત છતાં લુગત પર કાબુ ઢબ છબ વગેરે હું હાંસલ કરીશ તો જેમ તેને લોકો ગ્નાની અને આલીમ સમજે

**ખરા લેકચર કરનાર કોણ કહેવાય? ઇલમ લેનારને શું કરવું જોઇએ.**

છે તેમ મને પણ સમજશે, પણ કેટલાક આ ધરતી પર પણ એવા હશે કે જેઓ તેવી દુનિયામાં નામદારીની તરફ ઝાંખીને પણ દેખતા નથી. તેઓ તો એમજ સમજતા હશે કે પોતે પોતાની ઝાતને બચાવી રાખવા પર તઇયાર થાય, તથા એવા અસબાબો બનાવે તથા રચના રચે કે જેથી લોકોનું તેની તરફ ધ્યાન ખેંચાય, લોકો તેને પુછપરછ કરવા લાગે, તથા તેના તરફ જુસ્તજુને મુકરર કરે, અને તેને એવી રીતે સાબીત કરી બતાવતા રહેવું જોઇએ કે તે ચીઝોનો તે ખરેખર ખાહેશમંદ છે, અને જેમ જેમ તે ઝીયાદા ખાહેશમંદ થતો જાય તેમ તેમ તેનાથી ઘણી ભલી અને નફીસ ચીઝ જે મુનતહાની હોય તે તો છુપાવે; પરંતુ તેને વાસ્તે જે તરતજ ફાયદો કરનારી ચીઝો હોય તેનું ઇલ્મ અને જ્ઞાન એને એવા ઘાટમાં આપે કે જેથી આજુબાજુ (Surroundings) જે સઘળું તેને જોયું છે અને અનુભવ્યું છે તેનું તોલ તે બરાબર પોતાનાં દીલમાં ઇનિસાફની નઝરથી કરતો જાય, બીજાઓમાં અને તેના હાલના ઉસ્તાદમાં તે ઘણો ફરક ઇદિરાક કરે, બલ્કે ખુદ બખુદ તેના થકી તેની ઉસ્તાદીનાં ખરાપણાનો

**ઉસ્તાદ કેવા હોય અને તેવા ઉસ્તાદ માટેની શ્રદ્ધા.**

કલામ બનાવટી તોરથી નહિ પણ અરબીમાં કોલ છે કે "બે તહાશા" યાને વગર સોચ્યે વિચારવે—એટલે સોચ્યા વિચાર્યા બાદ નહિં પણ તે સોચવા વિચારવા વગર તેનાથી બે કાબુ થઇ જાય. એક વકત નહિ, અનેક વકત નહિ પણ જેમ જેમ આગળ વધેલો (advanced) થતો જાય તેમ તેમ તેનાથી ઉઠતાં અને બેસતાં તેનો ઇકિરાર નિકળી પડે, અને જેમ જેમ સોનું વગેરા ધાતુને માંજવે તે વધુ અને વધુ ચમકદાર બનતી જાય છે, તેમ તેમ આ ઉસ્તાદની ઉસ્તાદી વધુ અને વધુ સાબીત થતી જાય છે, અને તેને એવા સાહેબની તેવી શાગીર્દી કરવાથી એવું ઇલ્મ હાસીલ થતું જાય છે કે આજુબાજુની કુલ અસ્યાઓને તેના ઘણાં ઘાટ અને સ્વરૂપમાં દેખી શકે છે, અને જેમ જેમ વધુ અને વધુ દેખતો જાય છે તેમ તેમ તેના ખરા ઉસ્તાદ-

પણાં પર તે દલીલ બનતું જાય છે. એટલામાટે એવા ઉસ્તાદના ચેલા બનવામાં તથા તે ઉસ્તાદના ચેલા બનાવવામાં ખરૂં સુખ અને સંતોષ છે, કે જે સદા બાકી અને દાએમ રહી શકશે. બાકીનું સઘળું ગરઝ અને મતલબનું છે. એક ગાનાર તથા નાચ કરનારી જેમ ગાઈ અને નાચ કરી પોતાના માટે સારા જોનારા ( audience ) જમા કરે તો તેને જોનારથી ( audience ) ગરઝ નથી અને જોનારને તેની ગરઝ નથી, પણ ગાનારને ફી ( fees ) મેળવવી હતી અને દેખનાર અને સુણનારને થોડા વકતની મોજ મેળવવી હતી તે બેઉની મતલબ પાર પડી એટલે તું કોણ અને હું કોણ થયું એજ રીતે એક ભાષણ કર્તા (Lecturer) એ સારૂં ભાષણ કીધું, લોકોએ તાળીઓ વગાડી ઉપકાર માન્યો, હાર તુરરાથી વધાવી લીધો તેટલુંજ—બાકી જે ભાષામાં તત્વ (Lecture માં substance) જો હોય તો એ તો ત્યાંનું ત્યાંજ રહયું ને સુણનારાઓ તો જેવાને તેવાજ રહયા. અગર કોઈ કહેશે કે નહિં ફાયદો થાય છેજ તો બેશક કહી શકાશે કે ઘણાજ ઘણા થોડા ફાયદા ઉઠાવી શકશે, બલ્કે રાજદવારી અને સોશીઆલીઝમ (politics and socialism) જેવી બાબતોમાં કાંઇને કાંઇ ફાયદો ઉઠાવશે, પણ ધાર્મીક વિષયોમાં ( Religious matters ) અને તે પણ તેનાં સાચાં તત્વો અને ફરમાનો (true principles and tenets) ને જાણવા તરફ તો બાહેશમંદ ઘણાજ થોડા નીકળી આવશે.

**ગ્રંથકર્તા અને રચનાર આગળ થઈ ગયા તેઓ માટે માન તથા હાલના ઝમાનામાં હોનાર માટે કમ ભાવ.**

અલબતા આ વાતનો ઇકરાર કરવો ઝરૂરનો છે કે પોતાના વિચારો અને ખ્યાલોને લખાણુ કરી દરશાવવામાં તે વકતના લોકો ઘણો કમ ફાયદો ઉઠાવશે પણ પાછળથી આવનારાઓ તેનાથી ફાયદો ઉઠાવી શકસે ખરા, પણ સાથ સાથમાં સરખામણી કરતાં જે કોઇ બુકસ વગેરાથી હાંસીલ કરશે તે કરતાં તો કોઈ ઉસ્તાદથી હાસીલ કરવામાં ઘણો મોટો ફરક ઇદરાક કરશે. લોકો ઘણાં ભાગે તેવા ગ્રંથકર્તાઓ (authors) ને ઘણાં માનની નઝરથી જોનારા હાલના ઝમાનામાં બી મોજુદ છે, પણ ખુદન

**ઇલ્મ છુપાવવામાં ખરી ખુબી સમાએલી છે, તાકે તેનો મુસ્તહીકજ લઇ શકે.**

ઝમાનામાં અને વકતમાં તેવાઓ કયાં પડ્યા છે અને કેવી કેહેફ અને ગાર યાને ગુફામાં પડયા છે તેનો તો કશો પાયો પતો તેઓ મેળવતા નથી! અલગરઝ ખરૂં ઇલ્મ અને હકીકત તો તેને જાણનારા છુપાવવામાં ખરી ખુબી સમજે છે અને માને છે, તથા ખરા લાયક અને મુસ્તહીકને આપવામાં નેકી અને ભલાઈ છે એમ માને છે.

**સમાજના સ્થાપક તથા સમાજીસ્ટો દરમિયાનનો રિશ્તો અને સંબંધ.**

મેહદીબાગ ઇન્સ્ટીટયુશનના મેંમબરોને (Mahdi Bagh Institutionના members) એ કીસમની તાલીમો હિદાયત શુરૂ શુરૂમાં મળવાથી તથા પોતાના ઉસ્તાદોઅને તાલીમ આપનારના હકને અત્રે જણાવી જવા મુજબ પરામા અને પેછાણથી તેઓના દરમિયાન અને તેમના ઉસ્તાદના દરમિયાનનો રિસ્તો તથા સંબંધ (Connection) બીજા સઘળા રિસ્તા અને સંબંધ (relation) નો નહિં પણ આઅલા કીસમનો છે કે જે હરગાહ તુટી શકે નહિ; પણ જો તાલીમ લેનારા પોતાને મળેલી તાલીમને ભૂલે તથા વેગળા જઇ દુનિયાના લોભ લાલચ અને જાળમાં ફસવા પર તૈયાર થઇ આમાદા થાય તો તે વકતે સંબંધ (Connexion) ને અને સગપણ (relation) ને તોડવાને કશો વિલંબ લાગતો નથી. જેમ મરણ પામનાર માટે કંઇ ચોકકસ ક્રિયા કરવામાં આવે છે

**ભલી તાલીમ પર બાકી રહેનાર તથા તેના છોડનારની હાલતમાં પડી જતો ફરક.**

તેવી કશી ક્રિયા પણ કરવામાં આવતી નથી, મગર તે હાંસીલ થએલા તાલીમના ખીલાફના ઉમૂરોજ ગવાહ બની તેને ભલા મોઝેઅમાં રહેવા દેતા નથી, અને ખુદને શરમીંદગી અને ઝીલ્લત એટલી પોતાના તાલીમના ખીલાફના ચલણથી થાય છે. જેમ એક બદશકલ શખશ પોતાની સુરતને આરસી (looking-glass) માં દેખવાથી કંપારો છુટે તેથી બચવા આરસીઓને દુર કરે, અને ખુબસુરતી ધરાવનારો શખશ અથવા ઓરત પોતાના ચહેરાને તથા પહેર-

વેશને વધુ વધુ આઈનામાં દેખી આનંદ અને આશ્ચર્ય (admire) કરે, તેમ ભલી તાલીમ મુજબનો ચાલનાર જે જગ્યાએ અને સ્થળે તેવી તેને તાલીમ મળી છે તેજ જગ્યા પર તેના ભલાં અમલની કદર થાય છે, અને તાલીમ આપનારા સાહેબના છાયામાં રહી વધુ તેને આરાસ્તા અને ઝીનતદાર બના-વવાના વધુ અને વધુ અસબાબો મેળવતો જાય છે. તે પોતાનાં મોહને આઇનામાં દેખી ખુશ થાય છે, અને જો તેમ નથી કરતો તો તે તરફ ખુદ બખુદ મંડાન (Society) છોડી દઇ તજનાર (deserters) ની ઉપમાને પોતાના માટે મોલ લે છે. તેવાઓના પાસે કશી દલીલ પુરાવા હોતા નથી, પણ પોતાના ગીરોની બનાવટી વાતો પેશ કરી ખરાં ખોટાંનો તોલ કરવાનું જેઓને હોસલો

**છોડનારની છોડયા બાદની હાલત.**

નથી તેઓના જુમલામાં જઈ પોતાને પેશ પડતી અને મુવાફીક આવતી વાત પેશ કરી પોતાના વાસ્તે રેહઠાણ અને જગા તથા સઘળાની સાથે ખાણાં પીણાં સર્વેમાં ભેળાઇ જઈ શરીક અને શામીલ થઈ જાય છે. જેમ એક કમાનમાંથી તીર આબાદ નીશાનની ચીઝમાંથી આરપાર થઇ નીકળી જાય છે તેમ સર્વે બેહતરી અને ખુબીને ખંખેરી જેમ કહેવત છે કે "મેલ કરવત મોચીના મોચી," તેમ અહીંથી નીકળી જઈ સઘળી ખુબીઓ અને ખેરને છોડી તેની અસલી હાલત તરફ જઈ વળે છે. આ તે તજનારા ભાગી જનારા જે કે પત્રક (deserters જે કે schedule) માં જણાયા છે તેવા લોકોનો ટુંક એહવાલ (short account) છે. સાથ સાથમાં તે લોકોનાં વર્ણનના (acoount) કે જેઓ શુરૂ તથા દરમિયાનથી સમાજને જોડાઈ (Institution ને join કરી) મેહદીબાગ સંસ્થાન (colony) માં રહયા છે.

મેમબરો (members) માંથી તે પત્રક (schedule)માં કેટલાકને બાહેર

**બાહેર રહેનારા મેમબરો માટેના સંજોગો.**

ગામોમાં રહેવા માટે રૂખસત આપવામાં આવી છે તે એટલા માટે કે તેઓના સંજોગો એવા નથી કે તેઓ આવીને મેહદીબાગમાં રહે, અને ઇલ્મ ઈકતેસાબ કરે. તેઓને માટે કાંઈ જુદો બંદોબસ્ત થવાનો અને કરવાનો છે.



Photo No. XVI.

જુઓ પાનું ૧૨૭. હવાને બદરી (મેહદી બાગ) ફોટો લીધો ઇ. સ. ૧૯૦૮.

**સમાજના મેમબરોને મેહદીબાગમાં રોકી રાખવાનો લોભ તથા તે માટેના પુખ્તા ખુલાસા.**

મેહદીબાગ મંડળીના સ્થાપક ઉપર આ વાતનો લોભ ચાલ્યો જાય છે કે તેઓ સાહેબ શું કરવા સઘળાને મેહદીબાગ મોઝેઅમાં જમા કરતા હશે, અને તેઓને ગોંધી રાખી તેઓને આઝાદગીથી દુનિયાના દિવસો ગુઝારવાથી રોકતા હશે અને મેહરૂમ રાખતા હશે, પણ તે નિસબતનો ખુલાશો તથા તેથી થતા ફાયદાઓ વગેરે ઉપર જણાવી ગએલા હોવાથી અત્રે ફરી લખવાની કશી ઝરૂરત નથી. લખવામાં ઘણું લંબાણ થશે, વાસ્તે વાંચનાર સાહેબ તકલીફ લઇ અગર દેખવા ચાહે તો આગળ ગએલા પાના ઉલટાવી તે પર એક વાર ફરી નઝર કરે, તાકે તેનો કંઇ વસવસો દીલમાં રહે નહિ. હાલમાં અત્રે જણાવવાની ઝરૂર અને મકસદ એ છે કે હમેશ આમ લોકોનું એમ કહેવું છે કે ભલી વાતને કોઈ કેમ નહિં સુણે, તથા સુણવા સમજવા તરફ શોક કેમ નહિં પેદા કરે? અલબતાં તેઓના પેશ કરવામાં કેટલુંક વજુદ છે ખરૂં, પણ સાથે સાથે તે લોકો તથા લોકો પર થએલી કારરવાઇ અને તેની અસરનો જેને પુરેપુરો ખ્યાલ હશે અને તેનું ચોક્કસ ઇલ્મ હશે તે એ વાતને પસંદ કરશે નહિં, સબબ કે આમ લોકોની હાલત એવી છે કે જેથી તેઓએ પોતાને ખરેખરી રીતે જાણ્યા નથી અને જાણવાની પેરવી કીધી નથી. જેઓ બાપ દાદાથી અથવા તેઓનાં ચાલ્યા આવેલા જ્ઞાની અને આલીમો છે તેઓના કહેવા પર સંપુર્ણ વગર દલીલ બય્યનત પુરાવાથી ઉતરી ગએલા છે, અને આ વાતને પણ નથી તમીઝ કરતા કે તેઓના કેહવા મુજબ ચાલવાથી શું નફો અથવા નુકશાન થાય છે! તેઓ જેમ બરગલાવે છે અને મન પર ઠસાવે છે તેમ માની લે છે, અને તે પરજ મઝબુત થઈ બેસે છે.

દુનિયાની વસ્તુને ખરીદતી વકતે એક શખશ કોઈ દલીલ કે બીજા દોસ્ત પર ભરોસો કરશે નહિ, પણ પોતે સાથે જઇ પોતાનીનઝરો નઝર

**કોઇ વસ્તુ ખરીદતી વકતે અપાતી અગત્યતા.**

દેખવામાંજ તેને સંતોષ થશે. તે વારે દીન મઝહબ જેવા આઅલા દરજાના ઉમુરો વાસ્તે, કે જેના ઉપર ખુદના નફસની નજાત યાને મુકતી તથા તરકકીનો આધારો મદાર છે, નિતિ અને સારી ચાલચલગત બનાવવા (Morality and good character form કરવા)ના સાધન અને અસબાબ છે, તેને કોઇ જે કાંઇ કહે તેને માની લેવા પર કનાઅત, સંતોષ (contentment) કેમ થતું હશે? એજ બતાવે

**ખુદને પેછાણવાની કદર તથા તરીક.**

છે કે લોકોમાં એટલો તે માટે સત્ય ભાવ અને કદર (earnestness and appreciation) નથી, પણ જે ચાલચલગત બનાવી (character form કરી) બેઠા છે—પછી ભલી કે બુરી—તેનેજ વળગી રહેવામાં સુખ અને આરામ માની લીધો છે. ઓલેમાઓને આ વાતનો ડર છે કેમકે તેઓ કંઈને કંઇ નવા અમરના કાએમ થવાના નજદીક જાણે છે કે ઝરૂર જેહેલ અને ઇલ્મમાં જેટલો ફરક તેટલોજ જમાનાથી ચાલતો આવેલો જુનો પુરાણો તથા તેની ખામીઓ (defects) તથા ફાલતુ ચીઝો (superfluities) તથા વહેમો (superstitions) ને ખંખેરવા, કાઢવા, તથા તેને ખરી ખુબી(beauty)માં લાવવા જે સુધારકો (reformers) કોશીશ કરે છે તેને માનવા અને મનાવવામાં પોતાનો ચાલુ અને ધીકતો ધંધો (profession)માં ખલલ અને ફરક આવી જશે, રોજીના દરવાઝા બંધ થઈ જશે, અને મેહદીબાગ ઇન્સ્ટીટયુશનના મેમ્બરો (Members of the Mahdi Bagh Institution) માટે જે કાયદા અને કાનુનો છે તેને આધીન થવું પડશે ! તેથી બચવા માટે અરસપરસને તેઓને પેશ પડતી વાતો પર લોકોને લગાવી ખરી વાતથી અભણ રાખી પોતાની મતલબ કાઢી લે છે.

૧૮૯૨નાં સાલથી આ ઇન્સ્ટીટયુશનની સ્થાપના થવા સાથમાં આજે આટલાં આટલાં વરસો થયાં આવા સારા વિચારો, કે જે તેઓ જો ઇનસાફની નઝરથી દેખે તો તેઓનાં ધર્મનાં કિતાબો પણ શહાદત દેવા વગર રહેશે

**કોઇ નવી ચીજ જાણવા જેટલી જીજ્ઞાસા પણ આ સમાજની હકીકત જાણવા તરફ ન હતી.**

નહિ, તેમ બીજા ધર્મોના કિતાબો પણ તે બાબતને ટેકો આપ્યા વગર રહેશે નહિ. તેવા ફાયદાવંતા અમરને દેખવા, ભાળવા, તપાસવા, તેહકીક કરવામાં આટલાં વરસો થયાં છે તો એમ બતાવે છે અને સિદ્ધ કરે છે કે જો જેવો હાલ મેહદીબાગના રહેવાશીઓ (Mahdi Bagh residents and Institution Members) અને સમાજના મેમબરો છે તેઓને પણ ઉપર જણાવી જવા મુજબ તાલીમો હિદાયત આપી ન હોત, તથા તે ઓલો-માઓના સંબંધ (contact) થી જુદા ન કીધા હોત તો તેઓને પણ ખરી હકીકત સુણવા સમજવાથી રોકતે, અને જે ખુબીને તેઓએ હાંસીલ કીધી છે તથા જે લીયાકત અને દરજાને હાંસીલ કીધા છે તેને તેઓ હરગાહ મેળવી શકત નહિ. કોઇ નવો તમાશો અથવા નવા મુલુકથી આવનારો કોઇ શખશ અથવા માણસને નઝરથી દેખવાને હરએકને જીજ્ઞાસા હોય છે, પણ આ અમર વાસ્તે તેઓની તેવી જીજ્ઞાસા પણ મંદ થઇ ગઈ છે—બલ્કે આલીમોએ આડું તેડું સમજાવી મંદ કરી નાંખી છે!

જેવા કલામો અને લોમો બાહેરના ઓલોમાઓ વાસ્તે કહેવામાં અને ઉચ્ચારવામાં આવે છે તેવાજ લોમો અને કલામો મેહદીબાગ ઇન્સ્ટીટયુશન (Mahdi Bagh Institution) માં રહી ઇલ્મ હાસીલ કરનાર માટે ઇનસાફની નઝરથી ઉચ્ચારી શકાય, અને તેમ ઉચ્ચારતાના હાલે આ ખુલાશો પેસ કરવા-માં આવે છે કે તેઓ હરગાહ પોતાનાજ કહેવાને અને માનવાને માનવા અને મુકરર કરી બેસવા કહેતા નથી, પણ જેમ ઉપર ઉસ્તાદ શાગીર્દનાં દરમિયાની કેફીયતની ઝીકરમાં જણાવી ગયા છે તેમ ખરી શાગીર્દી કરી અંતઃકરણ અને હૃદયના અપક્ષપાત ન્યાય (Impartial judgment from the innermost part of their heart and conscience) થકી એક વકત નહિ પણ હઝાર અને લખહા વકત સાંભળે અને સાંભળતોજ રહે. એમ થાય તો મેહદીબાગના ઓલોમાઓ તે લોમના મુસ્તહીક મુકરર થતા નથી, અને કદી

પણ જે તેઓ પોતાની જવાબદારી (Responsibility) સમજે છે તેઓ થશે નહિ. વળી જેઓ સમજે છે તેઓ જવાબદારી (Responsibility) હરગાહ લેશે નહિ, અને એમ નહિ કરે અને કહે કે કહું છું તેથી માની લો કે આમ અને આમ છે! સોનાને સોનું કહેવાથીજ નહિં પણ તેના વાસ્તે કસોટી છે તે પર કસવાથી તેની ખુબી માલુમ પડે છે, તેમજ અંતઃકરણ સાફ (Conscience clear) રાખી અને તેને સાફ રાખતા શીખી હરઘડી અને હર પળમાં સત્યના શોધક (in Search of and Seeker after truth) થઇને રહે તો કોઇના કંઇ ખોટાં કહેવાની કશી અસર થવાની નથી, પણ ખોટાંનું ખોટું અને ખરાંનું ખરૂં થશે. જેમ કાંટો કે ત્રાજવાંના નજદીક

**ખરાંને ખરૂં કેમ સમજવું તથા માનવું અને તે કેમ સમજાવવું તથા મનાવવું?**

(Scale) વજનનો ફેર (differences in weight) માલુમ થઈ જાય છે, તેમ તે પણ ખરૂં થયા વગર રહેશે નહિ. હવે જ્યારે આમ લોકોની એવી હાલત છે તો બાહેરનાં લોકો સઘળાં માનતાં હતાં કે સારી વાતને કોણ નહિં માને અને કબુલ કરે તે વાત ગલત થઇ, અને જે સાહેબને બહારનાં લોકોનું ખરૂં ઇલ્મ હતું તે સાહેબ આ વાતને ગ્રહણ કે કબુલ કરવા (embrace) વાળા લોકોની બેહતરી અને હુસુલીયત માટેજ નહિ પણ બાહેરના લોકોનાં ભલાં વાસ્તે મેહદીબાગનાં રેહનારાઓ (Mahdi Bagh Residents) અથવા ચુસ્ત (Staunch) અને ખાસ કરીને ઉત્સાહી મેમબરો (enthusiastic Members)ને ઉપર ટપકેનું ઇલ્મ ન આપતાં પકકી અને પુખ્ત તાલીમ અને તરબીઅત આપી કે જેથી એક વકત એવો આવશે કે લંબાણ વકત ગુઝરવા સાથે ઇન્સ્ટીટયુશન (Institulion) માટે તથા તેના કાનુનો અને તાલીમ માટે (Rules and disciplines) બુરા વિચારો બાંધી લીધેલા હોવાથી જ્યાં સુધી કે તેમાં કાંઈ સંગીન ફેરફાર (Substantial change) નહિં થાય વહાં તક તેઓ તેને નઝદીક થઇ કાંઈ પણ પ્રકારનો અને દરજાનો ફાયદો હાંસીલ કરી શકશે નહિં. વળી એ મંડળીના સ્થાપકોની આ નેમ અને મતલબ છે કે જ્યારે આટલાં

વર્ષો થયાં તે થકી ફાયદો ઉઠાવવાને પાછળ રહ્યા છે તેથી ઇન્સ્ટીટયુશનના ચુસ્ત મેમબરો ( Institution ના Staunch members ) અને તેનાં શિક્ષણો અને તત્વો ( doctrines and principles ) ને માનનારાઓ તૈયાર થવા પર આવ્યા કે તેઓને બાહેર ગામો મોકલી તેઓ સઘળા તે નાના ભાઇઓની હાલત તરફ દયા કરી તથા જેમ તેમના પર દયાના કરનારે દયા કરી જે તરીક અને રીતથી ફાયદો આપ્યો તેવાઓને દયા કરી ફાયદો પહોંચાડે. બને તેટલો અને લેનારમાં જેટલી શક્તિ અને લિયાકાત હોય તેટલો—તાકે પોતાને જે પૂરેપૂરૂં અને પુરી રીતે સમજવું હોય તે સમજી તે અમરને તેના બાની અને સ્થાપકને તેના અમરે હક અને મુત્તસીલપણાને તેહકીક કરી પોતાને જાણી પોતાની ફરીઝત અને ધર્મને જાણી તેને અદા કરવા પર તે આમાદા થાય.

**આઇંદા હિદ્દાયત દેવાનો તરીક.**

આ તો બનવુંજ મુસ્કીલ છે કે સઘળા હઝાર દશ હઝાર લાખ આદમી મેહદીબાગ સંસ્થાન ( Mahdi Bagh colony ) માં આવી વસે, અને એકજ જગા પર આટલો મોટો મજમઅ યાને જથો થાય તેના માટે ઈંતેઝામ અને બંદોબસ્ત થાય, પણ જો ઇન્સ્ટીટયુશનના મેમબરો ( members of the Institution ) પોતાના પાછળ રહેનારા ભાઇઓને ઇન્સ્ટીટયુશનની ખરી ખુબીને પેછણાવે, તથા તે લોકો તેને બરાબર પેછાણે તથા તેના ફાયદાઓને સંપૂર્ણ રીતે સ્વીકારે, તથા જેઓ તેના કાનુન તરબીયત ( Rules and disciplines ) ને આધીન રહી જે હાંસીલ કીધું છે તેમની હુસુલીયત અને કમાલીયતને પોતાની હુસુલીયત અને કમાલીયતને સરખામણી કરે, અને જો ઇનસાફની નઝરમાં તેઓ બંનેમાં ઘણો મોટો ફરક દેખે તો અને તેવા ઇન્સ્ટી-ટયુશનને ( Institution ) તે તરફના ગામ ગામ અને મુલુક મુલુકના લોકો ચાહેછે તથા તે માટે દરખાસ્ત સરકારી કાનુન મુજબ કરે તો ઇન્સ્ટીટયુશન ( Institution ) ના સ્થાપક તેવા સઘળા ઈંતેઝામ કરવા પર આમાદા છે.

જેમ તેઓને હાલમાં ખોફ છે તથા મનાવનારાના મનાવી લેવાથી માની લીધું છે કે એ તો પોતાના માટે દોલતનો સંગ્રહ કરવાનો તરીક અને ધંધો છે, અને તે બી એક નવી કીસમનો ઢોંગ કાએમ કીધો છે તો તેઓની ખાતરી માટે જેમ Late Mr. Malak એ તેમ (present Mr. Malak) પણ પોતાને તેઓની દોલતમાંથી એક પાઇ પાઇના ફાયદા અને ઉપયોગ માટે લેવા ના પાડી, ના તો આજ તક લીધી છે, ના તો લેનાર છે. પોતે ખાધા પીધાનો કપડાં લત્તાંનો તથા ઇન્સ્ટીટયુટની નામવરી ઇઝઝત માટે જે કાંઇ કરવું પડયું છે તે કરેછે અને કરતા ચાલ્યા જશે. તેમ તેમના સાથે ( disciples ) અને ચેલાઓ જેઓ તેમની તાલીમને વળગેલા છે અને વળગી રહેનાર છે અને વળગી રહેશે તેઓ પણ તેમજ કરી ગુજરશે. જેમ ઉપર જણાવી ગયા તેમ, નહિ તો તેમની હુસુલીયત જતી રહેવાનો ખોફ છે. સાથ સાથમાં અત્રે આપણે જણાવવું જોઇએ છે કે મેમબરોમાંથી જેઓ મેહદી-બાગ અને તેના સઘળા વહીવટ ને વ્યવસ્થા (whole concern ને manage) કરવા તથા તે મરદો, બરાંઓ તથા બચ્ચાંઓ કે જેઓને ઉંચી હદ ( advanced stage) પર પહોંચવાને વિલંબ છે તેઓના તથા સઘળા વહીવટના (whole concern) નીઝામ અર્થે તથા જેઓ લોકોને હિદાયત દેવા તથા તાલીમ દેવા જશે તેમનો મુસાફરી ( travelling) ખાધા પીધાનો કપડાં લત્તાં ઉતારા અને સગવડની ગોઠેવણ ( arrangement) તેઓના શાગીર્દો જેઓને ફાયદો પહોંચાડવાની માઅનાથી જશે તેઓને ખરચ ઉઠાવવો પડશે. જે ઘણો થોડો અને કરકસરના તત્વ ( economic principle) પરજ રચાયો હશે, તેમ કરવાથી તેઓના મુલ્લાજી સાહેબ અને આલીમોની આમદમાં કશો ફરક પડશે નહીં. તે જેમ તેઓને આપે છે તેમ જ્યાં સુધી તેઓ ચાહે ત્યાં સુધી તેઓ આપે અને તેઓ બંધ કરે તો તે મેહદીબાગ—ઇન્સ્ટીટયુશન ( Mahdi Bagh Institution) ના સ્થાપકો ને નહિ, જેઓ હિદાયત દેવા

**પાછળ રહેલા લોકોને હિદાયત લેવું આસાન થાય તે માટે એક ઉમદામાંઉમદા** suggestion.

જાય તેઓને નહિ, પણ એક ફંડ કાએમ કરી તેમાં જમઅ રાખવા તથાપિ ઇનસ્ટીટયુશનના લાભ અર્થે (Institutionના cause) તેના નિભાવ અર્થે ( up-keep really needed destitutes) પણ પોતાના જાનના ભલા અર્થે તથા નફસની નજાત અને તરક્કી માટેજ ઇન્સ્ટીટયુશનના કાનુનો (Institution ના rules) અને તરબીઅત (disciplines) મુવાફીક ચાલવા રાઝી હશે તેઓના ઝરૂરી નીભાવ અર્થે કામમાં લેવામાં આવે.

**સુચવવામાં આવેલું Fund.**

અગર હાલના મી. મલેક (present Mr. Malak) ને સમાજના લાભને ( Institution ના cause) ફેલાવવા તથા તેના વધારા અથ (interest) ખરચવા સફર કરવા આપવા લેવા જોઇએ તો તે ફંડ તેઓના ઇખ્તીયાર અને વ્યવસ્થા તથા કાબુ ( disposal and control) માં રહે. તાકે તેમાં કશા વાંધા વસ્તી કાએમ ન થાય, પણ તેના હિસાબનાં કાગળો ( account vouchers receipts ) રસીદો વગેરે સર્વે બરાબર રાખવામાં આવશે. કોઇ બેંકમાં રાખવામાં આવશે, તથા સઘળા મેમબરોનાં (members) રૂબરૂમાં છ માસે અને દર વર્ષે પેશ થતા રહેશે.

**સમાજના doctrines ને સુણવું તથા સમજવું જરૂર, પણ માનવું સુણનારાંઓની મુનસફી પર.**

આટલું કરવા પર તૈયાર થાય તો તેઓને સઘળું ઘણુ થોડા ખરચમાં સુણવા અને સમજવા તથા તેહકીક કરવાનું મળે, અને તે ઝીકરને સાંભળવા બાદ માનવી અથવા ન માનવી તે તેમની મુનસફી પરજ છોડવામાં આવશે, પણ તેઓ હર ગાહ વાદવિવાદ ન કરે ને સુણતાં રહે, મહીનાઓ અને વર્ષો તક સુણતાં રહે, તપાસતાં રહે, તેહકીક કરતાં રહે. આ તે, મેહદીબાગમાં મેમબર્સ ( members) છે તેનાં ભલા માટે તેમ બાહેરના લોકોના ભલા અને ફાયદા માટે મુકરર થાય છે.

તેવા મેમબરો માટે કાનુનો અને તાલીમ તરબીયત ( members માટે rules and disciplines) મુકરર કરવામાં આવ્યા હતા, વકત દર વકત ફેરફારો ( changes ) સાથે, તેના ખુલાસા અને

Rules. વિગતમાં હવે ઉતરશું.

ઉપર જણાવી જવામાં આવ્યું છે તેમ જ્યારે કે ઇનસ્ટીટયુશન ( Institution) ની સ્થાપના થઈ તે વકતે તેઓ માજી મી. મલક હાલના મી. મલકના સંબંધ ( Late Mr. Malak present Mr. Malak ના contact) માં આવ્યા, અને તે બાદ ડા. લિવાએહક ( Dr. Liva-e-Haque) અને તે પછી કરીબ એક સાલ તક એક બાદ એક આવજા કરતા રહ્યા. એ વકતે સઘળા મુંબઇમાં રહેતા હતા,

**શુરૂઆતમાં અપાએલી તાલીમ.** ને અવાર નવાર એક બીજાથી મલતા રહેતા હતા, તથા માજી મી. મલક (Lake M. Malak) દરેક— બાબતની ઝીકર એવી સરસ રીતે કરતા હતા કે જેથી લોકોને શું કરવું જોઇએ, ધર્મને કેમ સમજવો જોઇએ, કીતાબોથી શું મુરાદ છે, કીતાબોમાં શું શું ઇશારાઓ વદલીક હકીકત સમાએલી છે, કોણ તેને સમજી શકયા, કેવી રીતે સમજી શકયા, હવે કેમ સમજી શકાય છે, અલગરઝ આ ઝમાનાની ખુબી વગેરે એવી સરસ રીતે સમજાવતા રહ્યા, તથા એવું તેઓ સાહેબનું બયાન હતું કે જેથી એક શખસમાં નુર અને રોશની પેદા થાય, અને તે સબબ આસપાસ (surroundings) ની સઘળી ખરી હકીકત તે જાણી શકે ? ખુદને જાણે અને તેના જણાવનારના હકને અને સુબુતને ન રદદ કરી શકાય તેવી રીતે જાણે અને પેછાણે એવી રીતનું ઇલિમ બયાન થવાથી તેઓ સઘળા તે સાહેબના સાથ થવા તૈયાર થયા. માજી મી૦ મલક (Late Mr. Malak) ની પાસે કંઈ પઇસા જેવી ચીઝ ન હતી. વિરાસતમાં કાંઇ બેસુમાર દોલત મળી ન હતી, કે જેમાં હિસ્સો પડાવવા તે વકતમાં શામીલ થનારાઓ શામીલ થયા હશે, બલ્કે વિરસતમાં કહીએ તો આ વાત હતી કે પોતાના ખ્યાલો લોકોમાં ઝાહેર થવાથી જે કાંઇ વેપાર રોઝગાર પોતે કરતા હતા તેને પણ બંધ કરવાની



Photo No. XIV.

પ્લે ગ્રાઉંડ; મેહદી બાગ ડીબેતીંગ સોસાયટી અને લાઇબ્રેરી = મુનવ્વરી મકાન.

જુઓ પાનું ૧૨૭. ( મેહદી બાગ. ) ફોટો લીધો ઇ. સ. ૧૯૦૮.

**શેઠ મી૦ મલકનો વેપાર, કરજદારી તથા લહેણીરકમ વસુલ કરવા બદલ હેરાન ગતાં.**

નોબત આવી! તેમના જાણુ પેછાણુ વાળાઓએ તેમના માલ અસબાબ દુકાનની ચીજો ઘરબાર સઘળું જપત કીધું, અને કરજદારીની હાલતમાં લાવી મુકયા, તથા એકતરફી ડીકરીઓ (exparty) કરાવી લઈ સમન્સ અને વારંટો (Summonses and warrants of arrest) તૈયાર—લઇ લઇને ફરતા હતા કે કયારે મોકેઅ મળે કે તેઓને ગીરફતાર કરે! જેમ જેમ લોકોને માલુમ પડતું ગયું કે તેઓ સાહેબના સાથે લોકો થતાં જાય છે તેમ તેમ તેઓને હસદ પેદા થતો ગયો, અને ઇલ્મી તકરારથી મુકાબલો કરવાનો અને રદ કરવાનો હોસલો નહિ હોવાથી આવા ટુંક હથીયાર પર દુશમનીથી (out of malice) આવી જઇ તેઓ સાહેબને કેદમાં નાંખે, તાકે તેમના સાથીઓ સઘળા છુટા પડી જાય અને તેઓના મુકાબલા પર જે નવો અમર કાએમ થયો હતો તે મટી જાય—સઘળા દાંએ બાંએ થઈ અફરતફર થઇ જાય!

**જોર જુલમનો નુસખો સમાજમાં શામીલ થનાર બદલ કરનારને ભારી પડયો!**

બીજા હાથ પર તેત્રણુ સાહેબની તાલીમની અને ઝીકરની અસર એવી હતી કે સાથ થનારાઓ આ સઘળી ડરાવવાની વાતોથી કશી રીતે ડર્યા નહિ, બલ્કે પોતાથી બને તેવી રીસે તે સાહેબ પર ફીદા થવા તઇયાર થયા. મરહુમ મી૦ મલક (Late Mr. Malak) ને તેમનાં સાથ થનારાઓને લોકો તકલીફ અને જુલુમ માટે પુંઠ પકડતા—(harass and persecute કરતાં) તે પણ સઘળા સઘળું ખમી લેતાં, એટલુંજ નહી પણ જો કદાચ જેમ લોકો ધારતા તેમ કરી ગુજરતા તો પણ તેઓ હરગાહ તે સાહેબથી પોતાના ખ્યાલોને ફેરવતા નહી. સાથ થનારા લોકોને તેઓ ધારતા હતા તેમ આડ તો ન થઇ શકી અને ન થઇ શકતે, પણ તેઓને ખુદનેજ તે સઘળું ભારી થઇ પડયું, અને તેઓનું બદસુલુક તેઓનેજ આડતું કરનાર થઇ પડયું.

એમ પણ ન હતું કે મરહુમ મી૦ મલક (Late Mr. Malak)ને કંઇ કોઇના ઉપર ભરોસો હતો કે છેલ્લી ઘડીએ કોઇ તેઓને રૂપીઆ આપશેજ,

અને તેઓ સાહેબ કરઝથી મોકલ્યા થશે ! અગર ભરોસો હતો તો આ વાતનો

**લેત મી૦ મલકનું ખુદા અને ખુદાની બાતોની કારરવાઇ પર તવકકુલ પોતાના ભલા ખ્યાલનો ભલો બદલો મળવાનો પુરેપુરી ખાતરી.**

હતો કે તે સાહેબનું શીક્ષણજ એવું હતું કે જેથી જે લોકો સુણશે તે તેને સમજશે અને માનશે, અને લોકોનાં ભલા અર્થે તેઓ સાહેબ મહેનત અને ઝેહમત ઉઠાવતા હતા, તથા તેઓ લોકોનું જેટલું ભલું કરવા જતા તેનાંજ પ્રમાણમાં લોકો તેનો બદલો ઉપકારના બદલામાં અપકારથી વાળતા હતા, તોપણ પોતાની નેક નીય્યતીનો ભલો બદલો મોડે અથવા વહેલે મળ્યા વગર રહેશે નહી. તેઓ પોતે એમ સમજતા હતા કે લોકો હમને મારે અથવા તારે તે સઘળું લોકોનાં બુરાં અથવા ભલાં અર્થે હતું, ને હમે તો હમારી હયાત અને જીંદગીને લોકોનાં ભલાં અર્થે અર્પણ કરી દીધી છે, એટલે અમારી ફીકર અમને રાખવાની ઝરૂરત નથી. લોકોને એજ દેખવું જોઇએ કે તેઓ સાહેબ ખુદના સ્વાર્થ અર્થે કરે છે યા ખાલી લોકોનાંજ ભલાં અર્થે કરે છે કે કેમ ? એ રીતે લોકોમાં બે કીસમના લોકો દેખવામાં આવ્યા છે. જેઓએ તેઓ સાહેબની ઝીકરને સુણી અને સમજી તેઓ તો તેઓ સાહેબની મદદ પર કાએમ રહયા, અને જેઓએ તેઓ સાહેબની ઝીકરને સુનીજ નહી અને મનથી ખ્યાલો બાંધી બેઠા તેઓએ સાહેબને અને તેઓ સાહેબના સાથ થનારાઓને સતાવવા, હેરાન કરવા, તકલીફ દેવા પર આમાદા થયા !

જે વકત કે મુંબઇમાં તકલીફ વધુ અને વધુ પહોંચવા લાગી તે વકત માહીમ અને વીરારમાં જઇ ઠેરવું થયું, અને વહાં બાહેરગામથી પણ બાઝ બાઝ સાહેબો મુલાકાત વાસ્તે આવ્યા હતા. તેઓમાં નાગપુરના એક બે રઇસો

**મુંબઇથી વીરાર અને વીરારથી નાગપુર.**

પણ હતા, જેઓ એઓ સાહેબની ઝીકરથી એટલા ખુશ થયા, તથા લોગોએ પહોચાડેલી તકલીફથી એટલા ઉશકેરાઇ ગયા કે પોતાના સાથમાં નાગપુર લઇ જવાની માંગણી કીધી, અને તે મુજબ late Mr. Malak and present Mr Malak (મરહુમ મી૦ મલક અને હાલના મી૦ મલક) તેઓના families (કુટુંબીઓ) Dr. Liva-e-Haq

(ડા૦ લીવાએહક) અને બીજા કેટલાકો જુમલે ૨૦, ૨૧ જણાઓ નાગપુર આવી તેઓનાં મકાનમાં ઉતર્યા, અને નાગપુરમાં પણ બાઝ બાઝ લોગો આવજા કરતા હતા તેઓ એ સાહેબની ઝીકર સુનતા હતા, તથા ઘણાખરાએ તેઓ સાહેબની તાલીમને કુબુલ પણ કીધી હતી. એમ છતાં વકતના વેહવા સાથે તથા પોતાના વિચારો પર કાબુ નહી રાખવાથી તથા માંગનારાઓના તકાઝા તેમ વિરૂધ પક્ષની તકલીફના નઝદીક તેઓ ટકી શકે એટલી હીમ્મત નહી હોવાથી તેઓમાંના કેટલાક તે સાહેબથી અલગ, અને અલાહેદા થવા પર આમદા થયા, બલકે જેઓનાં મકાનમાં સઘલા ઉતર્યા હતા તેવણની રૂખ પણ બદલાવાથી એ સઘલા સાહેબોને તેઓનું મકાન પણ છોડવું પડયું. ઘણું સારૂં

**નાગપુરમાં બાઝ સાહેબોનું તરકયારી પર આમદા થાવું.**

થયું કે નાગપુરમાં જવા પછી થોડા વકતમાં late Mr. Malak (મરહુમ મી૦ મલક) ના ફરમાવવાથી Present Mr. Malak (હાલના મી૦ મલક) જયાં હાલ Mahdi Bag residence (મેહદીબાગમાં રહેઠાણ) છે તે જગ્યા

**હાલ મેહદીબાગ છે તે જગ્યાની ખરીદી.**

જેમાં મકાનો વગેરે કાંઇ ના હતાં, પણ ખાલી ખેતીની જગ્યા હતી તે ખરીદી લીધી હતી ત્યાં temporary sheds ખડાં કરી ઉતારો કીધો. તે વકતમાં Members (મેંબરો) ની ગણત્રી આશરે, ૮૮ ની હશે. late Mr Malak (મરહુમ મી૦ મલક) ના

**લેત મી. મલકના કરજની હદ અને સમાજીસ્તોની મદદ.**

કરઝના તથા કોર્ટ ખરચના મળી ટુકડે ટુકડે કરી કુલ રૂ. ૨૨૮૨૮, અપાયા છે તે તથા જેટલ disciples તે વકતે હતા તેમના ખાધા ખરચન કપડાં લત્તાં વગેરેના રૂપિયા તથા મકાનો વગેરો બનાવવા વગેરે ખરચના રૂપિયા disciples માંથી જેઓની જે કાંઇ શકિત હતી તેનાં પ્રમાણમાં તેઓ આપતા ગયા. Late Mr. Malak (મરહુમ મી૦ મલક) એ આ નેહજ જારી કીધી હતી કે

**તવંગર અને ગરીબ સઘળા સમાજીસ્તોનું એકસાં ગુઝર.**

જેઓ discriples બની મેહદીબાગમાં આવી રેહવા માંગે તેઓના ખાવા પીવાના, કપડા વગેરે જીંદગી બસર કરવાની ઝરૂરતો સઘલી એક ઠેકાણેથી પુરી પાડવી, તથા તેઓમાં જેઓ ગરીબ

હોય તેઓ તથા તવંગર હોય તેઓ એકસરખો લાભ મેળવે ગરીબ માટે કમ અને તવંગર માટે ઝીયાદા તેમ નહી, બલકે ખુદ પોતાના માટે પણ તેવીજ રીતે રાખેલુ હતુ. તેઓ સાહેબે પણ ઘણુંખરૂ સઘલાંની સાથેજ ખાવા પીવાનુ રાખ્યું હતું, તથા કપડાં વગેરે પણ તેવીજ રીતનાં પહેરતા હતા.

**સર્વનું ખાના પીના કપડાં લીબાસનો બંદોબસ્ત સમાજ તરફથી.**

Disciplesમાં જેઓ ઉપર ખુદાની મેહરબાની હતી તેઓ મોકેઅ દર મોકેઅ જેમ જેમ ઝરૂરત જોતા ગયા તેમ તેમ પોતાના પાસનું નાણું આપતા ગયા, અને કેટલાક સાહેબોના નઝદીક late Mr. Malak (મરહુમ મી૦ મલક)ની કારવાઇનું સુબુત થઇ જવાથી કે તેઓ પોતાના માટે કશુંજ કરતા નથી પણ લોગોનાંજ ભલાં અર્થે કરે છે, તથા જેઓ દીની તાલીમ હાંસીલ કરવા પર આમદા છે તેમના ગુઝારા અર્થે તથા જે Institution (ઇનસ્ટીટયુશન) કાએમ થયું છે તેની નામવરી શોહરો બેહબુદી બેહતરી અને તેના નીભાવ અર્થે ખર્ચે છે, અને એજ Institution (ઇનસ્ટીટયુશન) છે કે જે ખરેખર લોકોને ફાયદો કરશે, અને તેની હસતીથી લોકોને અતી મોટો લાભ છે તો તે ઉપરથી તેઓએ એકજ રકમે તેઓ પાસેનું નાણું આપી દીધું છે.

**સમાજીસ્તોની પાછલ રહી ગયેલી પુંજી.**

મેહદીબાગમાં આવી રેહનારા disciples નો connection બાહેરના લોકો સાથનો નહી રહેવાથી, તથા જેઓ discipleship કબુલ કીધી તેને બુરી નઝરથી દેખવાથી તથા દુશમની કરતા હોવાથી તેઓની કંઇક રકમો તે લોગોના પાસે રહી ગઈ. જે કાંઇ તેઓ પાસે હતું તથા લેવુ લાવવું ઇમકાન થઈ શકયું તે લીધું, બાકીનાં તો ખુદા હાફીઝ! શુરૂઅ છ, સાત, આંઠ વર્ષો તક તો મોઆમલો એવો રહયો કે તે વકતે સઘલું ખરચ અને ખરચ કરવુ પડતું હતું, અને ઇનસ્ટીટયુશન એટલુ પગભર અને Self—Supporting થયું ના હતુ, પણ તે પછીનાં વર્ષોમાંજ થયુ છે, તે Institution (ઇનિસટીટયુશન) ના પગભર થવા આગમચ યાને પેહલાં આંઠ સાલોમાં તથા ૧૯૧૫ સાલના આખીર માસ તકના આવક ખરચના Statements A. & B. & C. આ સાથે છે.

**Self-Supporting ના Institution કહાં તક હતું, અને કીયારથી Self-Supporting થયું.**



Photo No. XVII.

જુઓ પાનું ૧૨૮. દિવાને બદરી (મેહદી બાગ) ફોટો લીધો ઇ. સ. ૧૯૧૭

# પહેલા ૮ વરસનો હિસાબ.

## સાલ ૧૮૯૨ થી–૧૮૯૯ સુધી.

| આમદ. | રકમ. રૂ. આ. પ. | ખરચ. | રકમ. રૂ. આ. પ |
|---|---|---|---|
| હદીયા ખાતે ... | ૧,૪૭૦૨૭ ૦ ૦ | મરહુમ મોલાના મલક સાહેબના કરઝમાં આપ્યા.. | ૨૨,૮૨૮ ૦ ૦ |
| | | મેમબરોના કરઝના આપ્યા | ૨,૦૪૪ ૦ ૦ |
| હદીયા ખાતે જમા મકાનો જે હતા તે આ અરસામાં વેચેલા હતા તેની કીંમત રૂ. ૧૮,૦૦૦) થતા હતા જે રૂપીઆ લેણા હતા પણ રોકડા આવ્યા ન હતા. | | ઇમારત પર ખરચ્યા ... | ૩૩,૦૦૦ ૦ ૦ |
| | | ખેરાત વગેરામાં ... | ૫,૦૦૦ ૦ ૦ |
| | | દીવાની તથા ફોજદારી મુકદદમામાં ... | ૪,૭૬૫ ૦ ૦ |
| | | લીથો પ્રેસ તથા તેનું ખરચ | ૫૦૦ ૦ ૦ |
| | | પાર્ટીઓમાં ... ... | ૨,૦૦૦ ૦ ૦ |
| | | વાર તેહવારે ખરચ્યા ... | ૫૦૦ ૦ ૦ |
| | | લાઇટ ખાતામાં ... | ૧,૦૦૦ ૦ ૦ |
| ખેતી ખાતાની આમદ | ૨,૧૦૦ ૦ ૦ | સ્કૂલ ખરચ ... ... | ૮૦૦ ૦ ૦ |
| | | પોસ્ટ ટેલીગ્રાફના ... | ૩૦૦ ૦ ૦ |
| | | દવાખાના ખરચના ... | ૧,૦૦૦ ૦ ૦ |
| | | પહેરા ખાતે ... | ૧,૨૦૦ ૦ ૦ |
| | | મુસાફરી ખરચના ... | ૪,૫૦૦ ૦ ૦ |
| | | ગાડી ઘોડા ખરચના ... | ૧૪,૦૦૦ ૦ ૦ |
| | | બગીચા ખરચના ... | ૪,૦૦૦ ૦ ૦ |
| | | હુંડિયામણ વટાવ ... | ૧૮૦ ૦ ૦ |
| | | ફરનીચર ખરીદુ ... | ૧,૦૦૦ ૦ ૦ |
| | | ખાધા ખરચના ... | ૩૦,૦૦૦ ૦ ૦ |
| | | લીબાસ ખાતે ... | ૫,૪૦૫ ૦ ૦ |
| | | ઉમરેડ ગામ ખરીદુ ... | ૭,૨૩૪ ૦ ૦ |
| | | ધોબી હજામના ખરચ... | ૧,૬૦૯ ૦ ૦ |
| | | ખાધા કપડા વગેરેના સીવાનું પરચુરણ ખરચ... | ૮૧૧ ૦ ૦ |
| | | ખરચ પાસાનો જુમલો... | ૧,૪૩,૬૭૬ ૦ ૦ |
| | | જીનસ બાકી ... | ૫,૪૫૧ ૦ ૦ |
| જુમલે રૂપિયા ... | ૧,૪૯,૧૨૭ ૦ ૦ | જુમલે રૂપિયા ... | ૧,૪૯,૧૨૭ ૦ ૦ |

આ ઉપરથી માલુમ થશે કે એ સ્ટેટમેન્ટ નંબર A માં disciples તરફથી હદીયાના રૂપિયા ૧,૪૭૦૨૭ તથા તે વકતના આખીરમાં રૂપીયા ૧૮,૦૦૦ ની કીંમતનાં મકાનો ઝમીન મુબઇમાં હતી, જે હદીયામાં મળી હતી, પણ તે પછી ફરોખત કરી રકમ કામમાં લેવામાં આવી હતી, યાને વેપારની પુંજીમાં ગુથાવવામાં આવી હતી, તથા ખેતીની આમદમાં રૂ. ૨૧૦૦) આવ્યા હતા, એટલે જુમલે આમદના રૂ. ૧,૪૯,૧૨૭ થયા તેમ ખરચખાતાંમાં late Mr. Malak (મરહુમ મી. મલક) ના કરઝના રૂપિયા ૨૨૮૨૮ તથા disciples નાં કરઝના રૂપિયા ૨૦૪૪ આપવા ઉપરાંત રૂપિયા ૩૩૦૦૦ ની ઇમારત બનાવવામાં આવી, તથા disciples ના ખાવા પીવાનાં, કપડાં લતાના, તથા ઝરૂરીયાતોની ચીઝો પાછલ રૂપિયા ૩૭૮૨૫), તેમજ ઉમરેડ ગામ ખરીદયું તેના રૂપિયા ૭૨૩૪) તથા members (મેંમબરો) નાં સુખ અર્થે બગીચા, દવાખાનાં, સ્કુલ, નામવરી અને ખુબી માટે ગાડી ઘોડા ખેર ખેરાત જલસા અને પાર્ટીઓ પાછલ ખાના પીના કરવા પાછલ, દીવાની ફોજદારી કેસો પાછલ, પેહરા લાઇટ પાછલ, સફર ખરચ વગેરે પાછલ, ફરનીચર વગેરે પાછલ જુમલે રૂપિયા ૪૦૭૪૫ ખરચના, એટલે કુલ જુમલે રૂપિયા ૧૪૩૬૭૬ ના થવા જાય છે.

**પેહલાં સાલ ૮ નો મુખતસર આમદ ખરચ-નો ટુંક ઇનતેખાબ.**

પેહલા શુરૂઅના આંઠ સાલનો ઉપર જણાવવા મુજબ ખરચ થવા બાદ જે મુંબઇવાલા મકાનો કે વકફમાં મળી ચુકયાં હતાં late Mr. Malak (મરહુમ મી૦ મલક) ના વકતમાં તેને વેચી નાખીને તે રકમને વેપારમાં રોકી. વળી અતરે જણાવવાની અગત્ય છેકે આવો મુજમલ હીસાબ બતાવવાથી દેખનારને ખરી ખુબી તે Institution ( ઇનસટીટયુશન ) ના કાનુનો તથા રૂઢીઓના મુજબ ચાલવાથી હાંસીલ થાયછે તે બરાબર સમજી શકશે નહી, બલ્કે તે Institution (ઇનિસ્ટીટયુશન)ના સ્થાપકે તેને જારી કરી બતાવવામાં

**વહીવટથી નીકલતો ટુંક સાર.**



Photo No. XIX.

જુઓ પાનું ૧૨૯. શમસી મકાન (મેહદી બાગ) ફોટો લીધો ઈ. સ. ૧૯૦૮

આલમના સામે તેનો સંગીન નમુનો તૈયાર કરી કાએમ કરી પુરાવા તરીકે તેને નીભાવી સામે ખરો કરી રાખ્યો છે. દેખનાર તેને દેખે તો ફાયદો તેથી લઇ શકે, નહીતો પછી ના લે તેમાં તે સ્થાપક તરફ કશો લોમ નથી; પણ એવા છોટા છોટા મોઆમલાને બારીક બીનીથી દેખવા માટે આ સુખનો (Civilization) તથા (Social growth) અને (Development) ના ઝમાનો અવકાશ દેતો નથી કે દેખનાર તે તરફ ચીમીને પણ દેખી શકે! દુરદરાઝ મુલુકમાં રહેનાર માટે આ રિમાર્કસ નથી, મગર જેઓ નજદીકના અતલગના તથા ઘણા કરીબના લોકો છે તેઓ તરફ તો બરાબર લાગુ પડે છે, કેમકે જો તેઓ પોતાનો ધર્મ અને પોતા પરની ફરીઝતને બરાબર સમજે, અને પોતાના લાભ અર્થે તેમ પોતાના બીજા ભાઇબંધોના લાભ ખાતીર અદા કરે તો અલબતા તેઓની વીસાતતથી મંડલીના સ્થાપકને હર શે કરવી આસાન અને ઇમકાન થાય, તથા હર કોનો મકાનમાં શોહેરો અને તે ( Institution ) ના ફેલાવો થયા વગર રહે નહી, અને લાભ લેનારા લાભ લેવાથી મેહરૂમ રહે નહી.

આટલા થોડા લોકોના સાથ થવાથી આટલો મોટો કારોબાર કરી ગુઝરવામાં આવ્યો છે, તો જો ૧૫૦ આદમી બદલ ૭૦૦૦૦ આદમીઓનો સાથ થયો હોય અને એજ (principle and descipline) પ્રમાણે જુદા જુદા મુલુકોમાં (colonies) મુકરર કરી તેજ ધોરણ પર કામ લેવામાં આવે તો તે કંઇ Unpracticable નથી. જે થોડામાં practicable છે તે ઘણામાં (practicable) જ હોવું જોઇએ, અને તેને (practical shape)માં લાવવામાં કશી અડચણ જેવું નથી; પણ દીલગીરીની વાત તો એ છે કે જેઓનાં ખરેખરાં ભલાં અર્થે આ કામ માથે ઉઠાવ્યું, છે અને તેઓના હાથ પર અને વીસાતતથી બીજા ત્રીજા દુરના બીલાદોના લોકોને હીદાયત થાય તથા તેઓ પણ તે ધોરણુપર ચાલી ફાયદાઓ મેળવે, અને તેની શાબાશી સર્વે તે અતલગ અને નઝદીકના લોકોને

**જે થોડામાં practicable તે ઘણામાં પણ practicable છે.**

મળે તે સર્વે ભલી અને ખુબીની વાતો બદલ તેજ કોમ તે સ્થાપકનાં કામમાં આડના કરનાર વાંધાના નાખનાર, ખરી ખુબીને ઢાંકનાર અને છુપાવનારા મુકરર થાએ! પણુ જેમ સુરજની રોશની કેટલાં બી વાદળાં હોવા છતાં છુપી રહી શકતી નથી, તેમ આ મંડલીના સ્થાપકની નેમો અને મતલબો સઘલામાં ઝાહેર થાવા તથા પ્રસરવા વગર રહેશે નહી, અને જેઓ તે માટે પેરવી અને કોશીશ કરશે, ઉઠ બેસ કરશે તે માન અને ઇજ્જતને ખાટી જશે. જેમ કહેવત છે કે "ઘરના છોકરા ઘંટી ચાટે અને પડોશીના છોકરા આટો ફાંકે" તે કહેવત સચ્ચી થશે.

**આગેવાન થનારને ખરો લાભ.**

અલ ગરઝ ખરચની વીગતમાં ઉતરતાં જે હાલે કે પહેલાં આંઠ સાલના ખરચના હીસાબમાં (Members) (મેંબરો)ના ખાધા પીધાના, કપડા લતાના તથા સુખ સગવડનીજ રકમનોજ ટોટલ લેતાં રૂ. ૩૭૮૨૫) થયા છે, તો તેને ૧૨૦ મરદો બૈરાં તથા ૬૫ બચ્ચાંઓ બદલ ૩૦ મરદો બૈરાંને લઇએ તો જુમલો ૧૫૦ માણસોનો થયો. તેમનો ફાલો પાડતાં દર માસે એક માણુસ દીઠ ફકત રૂ. ૨-૧૦-૦ પડવા જાય છે, તેમજ જે (Late Mr. Malak) (મરહુમ મી. મલક)ના કરઝના રૂપિયા ૨૨૮૨૮ આપ્યા તે તથા (members) મેંબરોના કરઝના રૂ. ૨૦૪૪ તથા ઈમારત પર લાગ્યા તે રૂ. ૩૩૦૦૦) તથા બગીચા ગાડી ઘોડા સ્કુલ દવાખાનુ ખેરખેરાત પહેરો લાઇટ ખાના પીના જલસા વગેરે મલી સાલ આંઠના કુલ ખરચને લઇએ કે જે રૂ. ૧૪૩૬૭૬) થાય છે તેનો ફાળો પાડીએ તો દર માણુસ દીઠ દર માસે રૂ. ૯-૧૩-૧ પાઇ થાય છે, કે જે સસતું છે યા મોંઘુ છે તથા કેટલું સસતું છે અને બાહેર કોઇ તેટલામાં આવી રીતે ગુઝર કરી શકે છે કે નહી તે સોચવાનું અને સમજી મુકરર કરવાનું વાંચનારાં સાહેબોની મુનસીફી પરજ છોડવામાં આવે છે.

**ખરચનો ફાલો દર માથાં દીઠ.**

હવે હદીયાની રકમો આવશે અને તે પર Institution નો ખરચ ચાલશે તેવા ભરોસા પર ન રહેતાં તથા લોકોમાં પણ વાતો એમ ચાલતી હતી કે તેઓને કમાતાં આવડતું નથી, લોકોના આયતા પઇસા પર મઝા કરે છે તે કલંક અને લોમ દુર કરવા તથા members (મેમ્બરો)માં કેટલાકોને વેપાર રોજગાર કરતા શીખવવાની માનામાં તથા હીસાબ કીતાબ રાખતાં બીજાઓના સંબંધમાં આવી વિવેક અને સભ્યતાકેમ જાલવવી તથા દુન્યાના લોગોની હાલતથી સમાગમમાં આવવે વાકીફ થવા નામું હીસાબ કીતાબ લખતાં શીખવી સઘલી કીસમની હુશિયારી પેદા કરવા, વકરીયત પેદા કરવા તથા કામ પડવે પોતે કમાઇ કરી બીજાઓનું ખરેખરૂં ભલું કરવા, તથા કોઇ દીન અને હકનો તાલીબ હોય છતાં એવી હાલતમાં ન હોય કે ખુદ કમાઇ કરી દુનીયાની જંજાળ અને ઝોંસરીમાંથી વકત બચાવી પોતાના જાનનાં ભલા માટેના રાસ્તા લઇ શકે તેવાઓને મદદ કરતાં શીખવવા, તથા શું કામ કે દીની બાબતો જાણી છે તેથી દુન્યાદારી ન કરતાં ભીખ માંગી બીજાઓના આધારે પડી રહી દીની બાબતો માટે હકારત મુકરર ના થાય તેનો બચાવ કરવા બલકે પોતે કમાઇ કરી આપવા ઘટે તેને પઇસા આપે, અને દીની ઉમુરો શીખવે તેવી ખુબી પેદા કરવા શીખવવા માટે વેપાર રોજગારમાં વધારો કરવા પુંજીમાં વધારો કરી આપ્યો, અને તે પછી સાલો સાલ (Institution) અને બીજી બીજી પગઠીની (ઇનસ્ટીટયુશન) નું ખરચ જોકે વધતુ ગયું છે છતાં વેપારમાંથી ફાયદો કાઢી ખરચ કાઢતાં જે બચત રહેતી જતી તે પણ વેપાર માટેની પુંજીમાં વધારો કરતાં આજે આ (Institution) (ઇનસ્ટીટયુશન) આ સ્થિતિએ પહોંચ્યું છે.

**સમાજના મેંમબરો પારકી દોલતના આધારે પડેલા છે, ને કમાઇ જાણતા નથી તે લોમ દુર કરવા લીધેલાં પગલા.**

**મલેલી ફતેહયાબી.**

**સમાજની બીજી અને ત્રીજી પગથીની હાલત.**

## બીજા ૯ વરસનો હિસાબ.

### સપ્ટેંબર ૧૯૦૭ ઈ. સુધીનો સાલ ૧૯૦૦ થી ૧૯૦૭ સુધી.

| આમદ. | રકમ. રૂ. | આ. | પ. | ખરચ. | રકમ. રૂ. | આ. | પ. |
|---|---|---|---|---|---|---|---|
| આગલા હિસાબની પુરાંત ... ... | ૫,૪૫૧ | ૦ | ૦ | ઈમારત પર લાગ્યા ... | ૭૭,૫૬૦ | ૦ | ૦ |
| હદીયા ખાતે મકાનો હતા તે વેચ્યા ... | ૧૮,૦૦૦ | ૦ | ૦ | વેપાર ખાતામાં પુંજી તરીકે રોકેલા ... | ૬૭,૪૦૦ | ૦ | ૦ |
| વેપાર ખાતાની આમદના ... ... | ૨,૩૮,૫૪૯ | ૦ | ૦ | ખેરાત ખાતામાં ... | ૭,૬૫૩ | ૦ | ૦ |
| જુનો સામાન તથા ફરનીચર વેચ્યું તેના | ૩,૬૧૬ | ૦ | ૦ | દીવાની તથા ફોજદારી મુકદ્દમામાં ... ... | ૧,૦૦૦ | ૦ | ૦ |
| ખેતી ખાતાની આમદ. | ૨,૨૭૭ | ૦ | ૦ | લીથો પ્રેસ તથા તેના ખરચના ... ... | ૨૭૮ | ૦ | ૦ |
| | | | | નવી ભાષા જોડી કાઢવાને લગતુ ખરચ ... | ૨૫૨ | ૦ | ૦ |
| | | | | જલસા તથા પાર્ટીઓમાં ખરચ થયા ... | ૨,૯૫૪ | ૦ | ૦ |
| | | | | વાર તેહવારના ખરચ ... | ૬૯૪ | ૦ | ૦ |
| | | | | મરહુમ મોલાના મલક સાહેબના ઉરસપર ખરચ થયા ... ... | ૬૭૫ | ૦ | ૦ |
| | | | | લાઇટ ખાતામાં ... | ૧,૧૯૪ | ૦ | ૦ |
| | | | | સ્કૂલ ખરચના ... | ૨,૮૮૯ | ૦ | ૦ |
| | | | | મુંબઈના મકાનનું ખરચ | ૭૭૩ | ૦ | ૦ |
| | | | | પોસ્ટ અને ટેલીગ્રાફ ... | ૬૭૮ | ૦ | ૦ |
| | | | | દવાખાનાના ખરચના ... | ૪,૧૮૯ | ૦ | ૦ |
| | | | | પહેરા ખરચના ... | ૨૩૨ | ૦ | ૦ |
| જમા પાસાનો સરવાળો | ૨,૬૭,૮૯૩ | ૦ | ૦ | ઉધાર પાસાનો સરવાળો... | ૧,૬૮,૪૨૧ | ૦ | ૦ |

## બીજા ૯ વરસના હફતાનું બીજું પાનું.

| આમદ. | રકમ. રૂ. | આ. | પ. | ખરચ. | રકમ. રૂ. | આ. | પ. |
|---|---|---|---|---|---|---|---|
| આગલા પાનાનો ટોટલ. | ૨,૬૭,૮૯૩ | ૦ | ૦ | આગલા પાનાનો ટોટલ... | ૧,૬૮,૪૨૧ | ૦ | ૦ |
| | | | | મુસાફરી ખરચના ... | ૫,૫૩૧ | ૦ | ૦ |
| | | | | ડીબેટીંગ સોસાયટીને લગતા ખરચના ... | ૩૫૭ | ૦ | ૦ |
| | | | | મહેમાનદારી ખરચ ... | ૭૫૭ | ૦ | ૦ |
| | | | | ગાડી ઘોડા ખરચના ... | ૯,૪૧૪ | ૦ | ૦ |
| | | | | કપડવણજ તથા સિંધપુરનો ઘર વેરો તથા ભોંય ભાડાના ... ... | ૩૯૨ | ૦ | ૦ |
| | | | | ઇમારત રીપેરીંગ ... | ૨,૯૯૦ | ૦ | ૦ |
| | | | | બગીચા ખરચ ... | ૫,૯૫૨ | ૦ | ૦ |
| | | | | હુંડીયામણ તથા વટાવ... | ૧,૮૦૦ | ૦ | ૦ |
| | | | | ફરનીચર ખરીધું ... | ૫,૮૭૭ | ૦ | ૦ |
| | | | | ખાધા ખરચના ... | ૪૦,૭૮૭ | ૦ | ૦ |
| | | | | લીબાસ ખાતે ... | ૧૯,૯૬૬ | ૦ | ૦ |
| | | | | ધોબી હજામ ખરચ ... | ૨,૮૫૬ | ૦ | ૦ |
| | | | | કપડા વગેરે સીવ્વાનું પરચુરણ ખરચ ... | ૫,૦૪૫ | ૦ | ૦ |
| આમદ પાસાનો જુમલો | ૨,૬૭,૮૯૩ | ૦ | ૦ | | | | |
| દેવા બાકી રૂપિયા ... | ૨,૨૩૨ | ૦ | ૦ | | | | |
| જુમલે રૂપિયા ... | ૨,૭૦,૧૨૫ | ૦ | ૦ | જુમલે રૂપિયા ... | ૨,૭૦,૧૨૫ | ૦ | ૦ |

બીજાં નવ વરસમાં (Statements B) વેપારમાંથી આમદના રૂપિયા ૨૩૮૫૪૯ થયા છે તેમ વકફ થયલાં મકાનોના વેચાણના રૂપિયા ૧૮૦૦૦ આવ્યા છે, તથા ખેતીની આમદના રૂ. ૨૨૭૬) તથા બાઝ બાઝ ગાડી ઘોડા ફરનીચર સામાન વેચાયું તેના તથા બીજી ત્રીજી ચીલ્લર આમદના રૂ. ૩૬૧૬ મળી કુલ રૂ. ૨૬૨૪૪૨ આમદના થયા છે તેમાં ખરચ તરફ નજર કરતા ઇમારત બનાવવા પાછળ રૂ. ૭૭૫૬૦, ફરનીચર ખરીદયું તે પર રૂ. ૫૮૭૭ વેપાર માટેની પુંજીમાં ગુંટાયા તે રૂ. ૬૭૪૦૦ તેમજ disciples ના ખાધાખરચના, કપડા લત્તાના (સુખ સગવડના પાછલ રૂ. ૬૮૬૫૪ ખરચાયા છે, તેમજ તેઓના સુખ અર્થે બગીચા લાઇટ દવાખાના સ્કુલ નામવરી માટે ગાડી ઘોડા ખેર ખેરાત જલસા અને પાર્ટીઓ પાછલ ખાના પીના કરવા પાછલ દીવાની ફોજદારી કેસો પાછલ પહેરા વગેરે પાછલ સફર ખરચ પાછલ વગેરા માટે રૂ. ૪૬૯૮૧ એટલે વરસ નવના અરસામાં રૂ. ૨૬૬૪૭૨ નું કુલ ખરચ થયુંછે તેમાંથી પુંજીના રૂપિયા ૬૭૪૦૦ બાદ કરીએ તો નકકી ખરચ રૂ. ૧૯૯૦૭૨ થવા જાય છે.

**બીજાં નવ સાલના હીસાબનો ટુંક ઇનતીખાબ.**

હવે અત્રે જણાવવાની ઝરૂર છે કે આમદ અને ખરચના હીસાબમાં ઉતર્યા તો ખરા, પણ જ્યાં સુધી તેની ગણુત્રી કરી બરાબર ફાલો પાડી ખુલ્લું કરી બતાવવામાં આવશે નહી વહાં તક દીનદારી સાથની દુનીયાની તદબીર યાને economy ને એક શખસ તેની ખરી તાલીમ આપનાર સાહેબના તાલીમ મુજબ લોકોના ભલા અર્થે નેક નીય્યતી સાથે જો ચાલે તો જે દુનિયાના લોગોને હાંસીલ નથી થઇ શકતું તેવું સુખ અને રાહત પોતાના નફસની ભલાઇ ચાહવા અને કરવા ઉપરાંત આમ લોગોના ભલાં કરવા પર આમાદા થવા શકતીમાન થાય છે, અને બારીક ગણુત્રીના હિસાબમાં ઉતરતાં આ વાત માલુમ થાય છે કે સરેરાસ ૧૨૦ મોટાં બૈરાં મરદો તથા ૬૫ બચ્ચાંઓ

**Economy યાને તદબીરનો ખ્યાલ.**



Photo No. XX.

સરમદી મકાન (મેહદી બાગ)

જુઓ પાનું ૧૨૮.

ફોટો લીધો ઇ. સ. ૧૯૧૭.

એટલે બે બચ્ચાંઓના બદલે એક મોટાં માણુસને ગણતા ૩૨ાા થવા જાય છે;

**દર માણસ દીઠ ખરચનો માસીક ફાલો.**

પણ તેના બદલ ત્રીસ પકડતાં ૧૫૦ માણુસો કુલ થાય છે, જેના ખાધા પીધાના, કપડા લતાના તથા સુખ સગવડના અસબાબોના ખરચના જુમલાના રૂ. ૬૮૬૫૪નો ફાલો પાડતાં દર શખસ દીઠ સરેરાસ રૂ. ૪–૩–૬ પાઇ માસ એકના પડવા જાય છે તથા જો કુલ ખરચ રૂ. ૧૯૯૦૭૨ થયા છે તેનો ફાલો પાડીએ તો આદમી દીઠ દર માસે રૂ. ૧૨–૪–૭ પાઇ પડે છે, કે જે હાલના ઝમાનામાં ઘણું કીફાયતવાલુ લેખ્યું જાય.

હીસાબના કાગળો statements A & B ની વીગતમાં તો અપણુ ઉતરયા પન છેલ્લા ૮) વરસ ના હીસાબમાં હવે ઉતરવાની જરૂરત છે તદેના ખુલાસા નીચલા સફાઓમાં માલુમ પડશે

અગરજો આવી કરકસર સાથે ખાનાર પીનાર અને રેહનારાંઓની સ્થિતિ જાણવાની વાંચનારાંઓને જીજ્ઞાસા અને ખાહેશ થાય તો આ સાથે Members ( મેંબરો ) નો group photo છે તે બીલાશક દેખી લે. જેમ જેમ ઇનસ્ટીટયુશન પગભર થતું ગયું તેમજ લોકોની જાણમાં આવતું ગયું, ને લોકોને તે થકી લાભ મળતો ગયો તેમ તેમ ખરચ પણ વધુ અને વધુ થતું ગયું અને કરવો જરૂર થયો. સંજોગોજ બધા એવા બનતા ગયા કે તેથી તે ખરચ વધારવા વિના ગત ન હતી. Institution ના સ્થાપકની મનોવૃત્તી એટલી સાંકડી ન હતી કે પોતાના અને પોતાના પર આધાર રાખનારા, તે સમાજના મેમબરોનેજ માત્ર લાભ પહોંચાડવો, પણ સાથે લાગો બની શકે ત્યાં સુધી બીજાઓને માટે પણ તે સમાજથી કાંઈ બની શકતું હોય તો બજાવવા તૈયાર થાય એટલે સંજોગ મળવે હક કામમાં મદદ દેવા તથા જરૂરી કામો આરંભવા, સદા ઉઠાવી લેવામાં આવતાં હતાં. આ વાતનાં ટેકામાં માત્ર લોકલ ગવર્નમેંટ તરફથી મળેલી સર્તીફીકેટની નકલનો ઉતારો કરી લેવામાં આવે છે, જે બસ થશે.

" By command of His Excellency the Viceroy and Governor-General in Council, this Certificate is presented in the name of the Most Gracious Majesty King Edward VII, Emperor of India to Moulana Badruddin Gulam-husein in recognition of the interest shewn by him in all public movements and his zeal in the cause of agricultural improvement. "

Nagpur
The 1st January 1903

(Sd.) J. P. Hewett,
Chief Commissioner,
Central Provinces.

જેવા કે નાગપુરમાં સને ૧૯૦૮ ના નવેમ્બર-દીસેમ્બરમાં સેન્ટ્રલ પ્રોવીસીન્સ એન્ડ બરાર એકઝીબીશન (મધ્ય પ્રાંતો અને બરારનાં પ્રદર્શન) ભરાયાં હતાં તે વેળાએ પણ હાલના મી૦ મલક તેના એક Patron ( મુરબ્બી ) હતા, અને કેટલીક કમેટીના તે વેળાએ મેમબર હતા, તથા આગેવાન ભાગ ભજવતા હતા. પ્રદર્શનનાં ફંડમાં રૂપીઆ ભરવા ઉપરાંત ઘણાં કામો પોતાને માથે ઉઠાવેલાં હતાં જેવાં કે એક શૉપનું ઉઘાડવું. જે તે પ્રદર્શનમાં બીલદીંગ હતી તે પોતાને ખર્ચે ઉભી કરી હતી. તેના ટાવર તથા મોનોગ્રામના કાચો પર ઘણો ખરચ થયો હતો, તથા બીજા બધા સ્ટૉલ્સમાં આ પણ બહુ નમુનેદાર સ્ટૉલ હતો. વાંચકોને તેનો પુરો ભાસ થાય તે માટે તેનો ફોટો આ સાથે જુદા પાના પર આપવામાં આવ્યો છે. વળી એક refreshment room ( ખાણાવળ ) મોહામેદન્સ સારૂ ઉઘાડવામાં આવ્યો હતો, તથા Exhibition તરફથી આતશબાજી યાને દારૂખાનું વલાયતી અને લોકલ બનાવેલું તૈયાર કરી છોડવા વગેરે માટેનો બધો બંદોબસ્ત મલક સાહેબને સપુર્દ થયો હતો, અને તે ઘણી ખુબી સાથે સર્વેની અત્યંત ખુશી વચ્ચે બધું કારજ સરનજામ પુગ્યું હતું, તથા બધા રાજી રાજી થઇ ગયા હતા. Present

Mr. Malak ને સરકાર તરફથી ખાનબહાદુરીનું માન સને ૧૯૦૯ ની ૧લી જાનેવારીએ મળ્યું હતું.

સંયુકત પ્રાંતો (United Provinces) માં અલીગઢ કરી એક મશહુર શહેર છે, કે જ્યાં મરહુમ સર સયદ એહમદની અત્યંત શ્રમ અને ખંતથી એક મોટી મેહોમેદન એંગ્લો વર્નાકયુલર કૉલેજ સ્થપાઇ છે, અને તે ઘણીજ સરસ રીતે આટલાં વર્ષોથી કામ કરી રહી છે. તે કૉલેજ થકી ઘણા મુસલમાનો તાલીમ પાઇ ઘણા મોટા હોદ્દા પર કામ બજાવી રહ્યા છે, તથા તે કૉલેજને લીધે મુસલમાન કોમની ઇજ્જત આબરૂ રહી છે, નહિ તો કેળવણી બાબત તે કોમ બહુ પછાત હતી અને રહેતે.

તે કૉલેજ કયાં છે, શું કરે છે, શું શું લાભો કોમને પહોંચાડયા છે તથા પહોંચાડશે અને પહોંચાડવા તૈયાર છે તેનો ખરો ચિતાર આપવા કોમના નાના મોટાને, મોટા મોટા શહેરોમાં પ્રત્યેક વર્ષે સાલાના જલસા કરી ખબર કરે છે, તેથી પ્રત્યેક પ્રાંતમાં હમણાં સુધી તેવા વાર્ષીક જલસા થઇ ચુકયા હતા, એટલુંજ નહિ પણ કેટલીક જગ્યા પર બે અને ત્રણ વેળા પણ થઈ ચુકયા હતા. Present Mr. Malak તે કોલેજના ટ્રસ્ટી તથા લાઇફ મેમ્બર છે અને તેવણ સાહેબને કોમને સારી સ્થીતી પર લાવવા તથા બીજી કોમોના સાથ સાથની પગથી પર લાવવાનો ઘણો વળવળો અને પાકો વિચાર હોવાથી તથા તે માટે પોતાથી જે કંઇ બને તેટલું કરવા અર્થે તૈયાર થવાથી સને ૧૯૧૦ માં દીસેમ્બર માસના ક્રીસ્તમસના ટાઇમ પર ઑલ ઇંડિયા એજ્યુકેશનલ કૉન્ફરન્સને નાગપુરમાં ભરવા આમંત્રણ કર્યું. મધ્ય પ્રાંતો અને બરાર Educational and Political Matters માં બહુ પછાત છે, અને ત્યાં કૉન્ફરન્સ ભરવામાં ઘણા ઘણા લાભો છે તેમ સમજી તથા તે વખત ઘણો અનુસરતો છે એમ માની તે માટે ઉઠબેશ કરી, અને તેવણની માંગણી કબુલ થઇ.

એજ્યુકેશનલ કૉન્ફરન્સના સાથ સાથમાં સને ૧૯૦૬ થી ઑલ ઇંડિયા મુસલીમ લીગની પણ શરૂઆત થઇ છે, અને તે લીગ જે રાજ્યદ્વારી વિષય-

માં ઑલ ઈંડિયા કૉન્ગ્રેસના મુકાબલા પર કાએમ થઇ છે તેની બેઠકો પણ એજ્યુકેશનલ કોન્ફ્રરન્સના સાથ સાથમાં ભરાયા કરે છે. ટુંકમાં, જ્યાં Educaticnal conference ના મેળાવડા થવાના હોય ત્યાંજ તેજ શહેરમાં All India Muslim League ના પણ મેળાવડા ભરાય છે, તે પ્રમાણે All India Muslim League ને પણ તેડું કરવામાં આવ્યું, અને તે માગણી પણ બહુ રીકઝીક અને ભાંજગડ પછી કબુલ કરવામાં આવી.

આ બંને Political & Educational bodies નાં sessions ભરાવવા માટેનાં આમંત્રણને કબુલ કરવા પછી છેક ઑકટોબરની લગોલગ તે આમંત્રણને રદ કરી અલાહાબાદમાં પ્રદર્શન ભરાનાર હતું, અને National Indian Congress પણ ત્યાંજ ભરાનાર હતી. વળી તા૦ ૧ લી જાનેવારી ૧૯૧૧ ને દિવસે Hindoo–Muslim joint Conference થનાર હતી, તેથી Sir William Wedernburn, જેવણ હિંદુસ્થાન તે માટે આવનાર હતા તેવણની સલાહથી આ Educational & Political Muslim bodies ના મેળાવડા અલાહાબાદમાંજ થવા જોઇએ તે નિર્ણય પર આવી જઇ આમંત્રણ રદ થયાં, પણ Mr. Malakએ ઘણા ભાગેબલકે પુરા ભાગે બંને bodies નાં નાગપુરનાં Sessions માટેનો પુરેપુરો બંદોબસ્ત હતો, તેથી લઢી ઝગડી વલાયત તારો કરી, લખનવ જઇ, કાઉન્સીલના મેમબરોના મતોને ફેરવી ફરી આમંત્રણો કબુલ કરાવ્યાં, એટલે પોતાની ધારણા મુજબ નાગપુરમાં ઘણી ખુશી સાથે Sessions ભરાયાં. Educational Conference ના President Mr. A. Yusufali I. C. S., તે તે વેળાએ Sultanpur ના Dy. Commissioner હતા તેવણ President હતા, અને League ના Mr. Nabiullah, તે લખનવનાં મશહુર બેરીસ્તર હતા. His Highness Sir Agakhan સાહેબ પણ League ને માટે પોતે જાથુકના President હોવાથી પધાર્યા હતા, અને નાગપુરની Sessionsને પોતાની પધરામણીથી માન આપ્યું હતું.

Khan Bahadur Malaksaheb પણ જેમ કોલેજના ટ્રસ્ટી તેમ All India Educational Conferene ના Life member હતા અને છે, તેમ All India Muslim League ના એક Vice-President and member of the council હતા, તેથી તેમના હોદ્દાની રૂએ પોતાની બંને ફરજોને અદા કીધી, અને જે સુબામાં પોતે રહે છે તે સુબાનું નામ બાકી રાખ્યું, અલબત્તાં આ બંને મહાભારત કામો ઉઠાવવામાં ઉઘરાણું કરવામાં આવ્યું અને જો કે સારી રકમો ભરાઇ હતી પણ મી૦ મલકને પોતાનાં ગજવા પર કંઇ થોડો વજન ઉઠાવવો પડયો ન હતો.

આ બંને મેળાવડાની ખુબી માટે અત્રે લખી લંબાણ ન કરતાં તે બંને bodies નાં Annual report (વાર્ષીક રિપોર્ટસ) માં જે બાબતો આવી છે તેની બબ્બે ચાર ચાર લાઇન્સનો ઉતારો કરી લેવો બસ થશે, અને તે નીચે મુજબ છે:—

૧. આ નેમમાં સફળ થવા માટે કોમનાં હમદર્દ ખાનબહાદુર એચ૦ એમ૦ મલક સાહેબ નાગપુરના રહીશ × × × × × × × સને ૧૯૦૯ માં મધ્ય પ્રાંતોમાં આમંત્રણ કરવા માટેની સલાહ કરવાને અર્થે બધા પ્રાંતોમાં દોરો કર્યો અને પોતાની ઉમર રસીદાની હાલતમાં પણ પ્રત્યેક ઠેકાણે પહોંચી લોકોને, કોનફરન્સની નેમ અને મતલબ સમજાવી, અને જે લાભકારક પરિણામો કોનફરન્સ હોવાથી અજવાળાંમાં આવ્યાં છે × × × × × × × તે બધાંને તેમની સનમુખ રજુ કર્યાં. બીજા હાથ પર પ્રાંતના મોટા મોટા અમલદારો અને ઓફીસરોથી આ નેમ માટે મેળાપ કરી કોનફરન્સની હાલતોથી તે બધાને માહીતગાર કરી નાગપુરમાં કોનફરન્સ થવાથી જે લાભકારક પરિણામ મધ્યપ્રાંતમાં મુસલમાનોની સામાન્ય તાલીમી તરકકી માટે ખ્યાલ કીધો જઇ શકાય છે તે બધી શુભાશુભ આશાઓ તેઓને જાહેર કરી આ મોટા કામમાં તેઓને મદદ કીધી, અને એ અત્યંત મહેનત અને ચાલુ ખંત

પછી ન્નાતી બંધુઓની ઇચ્છા અને અમલદારોની હમદરદીને પોતાના સાથે કરી રંગુનની કોનફરન્સમાં શામીલ થઇ × × × ×

× × × સને ૧૯૧૦ ઇસવીમાં નાગપુરમાં કોનફરન્સની બેઠકો કરવામાં આવે, તેથી રંગુન કૉનફરન્સની છેલ્લી બેઠકને દિવસે બધા હાજર કૉનફરન્સના મેમબરોને મધ્ય પ્રાંતો તરફથી આમંત્રણ કરવામાં આવ્યું.

× × × × × × ×

૨. × × એક બુજરગનાં અંતઃકરણમાં ન્નાતીબંધુઓ માટે દરદ પેદા થયું. તેવણ સાહેબે મુસલમાનોના છુટાછવાયા પત્રોને એક પુસ્તકનાં રૂપમાં આણ્યું. જે બધા સ્વપ્ને ઉંઘાતા હતાં તે બધાને જાગૃત કર્યા, અને જાગૃત હતા તેમને સાથે લીધા. આપ સાહેબોને ખબર હશે કે તે સાહેબ કોણ છે ? એમની પદ્વી મલક (ફરીસ્તા) એમનું વતન આજ મુલુક. તેજ બુઝરગ આજ મલકની છબી, ખીઝર (એક મહાત્માનું નામ) ની વરતણુકવાળા જેમનું નામ ખાન બહાદુર મોલાના મલક સાહેબ છે જેમને પરમેશ્વરે અંતઃકરણના દેવતા બનાવ્યા × × એમનીજ કોશીશો અને અત્યંત મહેનતોનું પરિણામ છે કે આજે આ શુભાશુભ કૉનફરન્સની બેઠકો અહીં ભરવામાં આવી છે. ઉપર જણાવી ગયા તેવા સદગુણી મોલાનાએ પૈસાથી, ટકાથી, કદમથી, કુલમથી, અને સખુનથી પ્રત્યેક રીતે મદદ કીધી. બધા જીલાઓમાં આ પારથી પેલે પાર દોડતા ફરયા, પોતાનાં કામો તજ્યાં, કાજો મુકયાં, અને કોનફરન્સનાં કામમાં બરબાદ થઇ ગયા, એટલું બધું એવણ સાહેબે કરયું ત્યારે આ શુભ દિવસ અમોને હાથ લાગ્યો. 'ખુદા પોતાને સારૂં ફળ આપજો'. (શ્લોક)

૩ × × 'પણ અમારા 'મરદે મેદાન' ખાન બહાદુર મોલાના મલક સાહેબ, હિમતથી કમર બાંધી કુદી પડયા અને રૂસ્તમ પહેલવાન પ્રમાણે ૭ મુલુકોનો માર્ગ કાપી, એકદમ લખનવ પહોંચી, આપ લોકોને અંતે અહીં ખેંચીનેજ લાવ્યા.'

૪ 'આપણા મિત્ર, ખાનબહાદુર એચ૦ એમ૦ મલક સાહેબ જેવા સખશોની ચાલુ જોશ અને સ્વભોગની અહીં નોટ લઉં છું.'



Photo No, XXI.

જુઓ પાનું ૧૨૮. સરવતી મકાન (મેહદી બાગ) ફોટો લીધો ઈ. સ. ૧૯૧૭.

૫ ખાનબહાદુર એચ૦ એમ૦ મલક સાહેબની સેવાને વિષે મારૂં કાંઇ અરજ કરવું, અને તેમની કોશીસો, જે કોમના છુટકારા માટે, તેમનાથી અજવાળાંમાં આવી છે તેને ફરીથી વર્ણવી જવું એ નકામું છે. ખરેખર રીતે તો તે સાહેબ એ બધા કામોનાં આત્મા પ્રમાણે છે. અને જે બધી વસ્તુઓ અમારી સાંભે મોજુદ છે તે તેમનીજ કોશીશોને આભારી છે.

મી૦ મલક બધાં લૌકીક કામોમાં (Public Movements) આગળ પડતો ભાગ ભજવે છે, અને એવણ નાગપુરની મ્યુનીસીપલ કમીટીના છેલ્લાં છ વર્ષોથી મેમબર છે. પોતે મધ્ય પ્રાંતો અને બરારનાં પ્રદર્શનને લગતી કેટલીક કમેટીઓમાં આગળ પડતો ભાગ ભજ્યો હતો, જેમાં એવણે કેટલીક શુશોભીત ચિતઆકર્ષક હિંદુસ્થાનની પેદાયશની વસ્તુઓ, એક શોભાયમાન બીલડીંગ, જે ઘણાં ખરચે ઉભી કરવામાં આવી હતી, તેમાં પ્રદર્શીત કીધી હતી. એવણ વળી Mahomedan Educational Conference અને Muslim Leagueના મધ્ય પ્રાંતો અને બરાર તરફથી પ્રતિનિધી અને Life Member છે. એવણ ચુંટણીથી નાગપુરની અંજુમને હામીએ ઇસલામના પ્રમુખ છે, અને Mahomedan Community ને represent કરનાર તરીકે સરકારે એમને લેખ્યા છે. એવણ અલીગઢ કૉલેજના ત્રસ્ટી અને Muslim University Foundation Committee) ના મેમબર છે, તથા Muslim League Council નાં Vice-President હતા. સને ૧૯૦૬ ઇસવીમાં Muslim Representation in the Imperial Legislative Council and Preservation of Muslim rights in the Political affairs બાબે જે Deputation મુસલમાનો તરફથી Late Viceroy Lord Minto ની સેવામાં હાજર થયું હતું તેમાં મધ્ય પ્રાંતો અને બરાર તરફથી પ્રતિનીધી થઈ પોતે પધાર્યા હતા, અને સને ૧૯૧૧માં મુસલીમ યુનીવરસીટી બાબે, જે ડેપ્યુટેશન તે વેળાના વૉયસરૉય નામદાર લૉર્ડ હાર્ડીંજની સેવામાં હાજર થયું હતું, તેમાં પણ મધ્ય પ્રાંતો અને બીરારના પ્રતિનીધી

તરીકે પોતાની પધરામણી થઇ હતી. એવણનું નામ સને ૧૯૦૮માં ઉઘડેલી Indian Charitable Relief Fund ની Executive Committee માં પણ જણાય છે. વળી Imperial Indian War Relief Fund ની Committee ના એવણ મેમબર છે. ટુંકમાં, કોઇ પણ Public Movement નથી કે જેમાં એવણનું નામ દરજ ન હોય. હજી એવણ ચીફ કમિશનરની દરબારમાં એક બેઠક ધરાવે છે; અને છેલ્લે સરવાળે એવણ Freemason Brotherhood ની નાગપુરની Lodge Corinth અને Royal Arch Mason ની બ્રાંચોના મેમબર અને office-bearer છે.

સને ૧૯૧૧ ની અખીરમાં હીદુસ્થાનમાં King George V. નું Coronation થયું અને તેની દરબાર દેહલીમાં થઇ હતી તેનું ઇઝન સરકારી મેહમાન તરીકેનું આવેલું કબુલ રાખી Mr. Malak Delhi ગએલા હતા.

વળી Their Imperial Majesties ની India ની Tour, Programme માં નાગપુરમાં ઉતરવાનું અને ઠેરવાનું ન હતું. ફકત Train માં પાસ થનારા હતા, મગર નાગપુરના તે વકતના Deputy Commissioner ના સવકતના સુચવવાથી Their Imperial Majesties નાગપુરમાં સ્ટેશન પર ઉતરી ત્યાંથી એક માઇલ દુર જે સીતાબરડી Hill Fort છે, અને જે જગ્યા પર Historical Events બન્યો છે તે જગ્યા જોવા પધારયા હતા. તે વકતે તેટલા રાસ્તાને ઘણી સુશોભીત રીતે સણગારવામાં આવ્યો હતો, તથા જગ્યા જગ્યા પર આરકાંઓ અને કમાનો લગાવવામાં આવ્યાં હતાં. તેમાં એક આરકો Malak સાહેબે પણ પોતાના મેહદીબાગ તરફથી તથા મુસલમાનો તરફથી બનાવ્યો હતો. વળી સ્ટેશન પર જે ચઉદ સાહેબોને Introduce કરાવવામાં આવ્યા હતા, Their Majesties સાથે, તેમાં અંગ્રેજો ૮, અને હીંદીયોમાંથી ફકત ૬, જણુજ હતા. તેમાં ખાન બહાદુર મલક સાહેબ પણ એક હતા, અને એવણ સાહેબને પોતાના King and Queen નાં હાથોને હાથ લગાડવાનો અસાધારણ મોકેઅ મળ્યો હતો, કે જે વકતે King and Queen એ હાથ મેળવતાં "I am much pleased

to meet you નાં લફ્ઝોથી વધાવ્યા હતા. આ માન ઘણું મોટું માન છે. ઘણાજ થોડા એવા હશે કે જેમને એવું અસાધારણ માન નશીબ થયું હશે તથા તેનાં બીજા સાલમાં એટલે ૧૯૧૨ ના December ની ૧૮ મી તારીખે His Excellency Lord Hardinge જેવણ તે વકતના હીંદુસ્થાનનાં Viceroy અને Governor General હતા તેવણ C. P ની Golden Jubilee, ઉજવવા Nagpur માં પધાર્યા હતા તથા Nagpur માં Legistative council, થવાની હતી એટલે Council માટેનો નવો હોલ બનાવવાનો હતો તેનાં Foundation Stone ની ક્રીયા થઇ હતી તે વક્તે સ્ટેશન પર Mr. Malak ને બીજાઓના સાથમાં Introduce કર્યા હતા તથા નાગપુર Municipality તરફથી બે Delegates હતા તેમાંથી એક સર ગંગાધરરાવ ચીટનવીસ તથા બીજા Khan Bahadur Mr. Malak, ને મુકરર કર્યાં હતા.

આ સઘળું લખવાનો હેતુ કાંઇ તેની તવારીખ તરીકે લખવાનો નહી પરંતુ આ છેલ્લા નવ વરસના આગળા સાલના હીસાબ સાથે સરખાવતા ઘણો ખરચ વધી ગએલો માલુમ પડશે તેનાં સબબો તરીકે ઉપલું લખાણ કરવામાં આવ્યું છે.

સને ૧૯૧૦ માં એક મકાન Craddock Town જે નાગપુર Extension નું એક નામ છે ત્યાં Land 30 years ના Lease થી લઇ તે ઉપર બાંધ્યું છે તેને નામ Malak Manzil આપ્યું છે તે સારૂ દેખલામણું મકાન છે. ૨, મંઝીલા છે.

હીસાબના પાનાઓમાં ખરચના આંકડાઓમાં સરખામણી કરતાં ત્રીજા અને છેલ્લા નવ વરસના ખરચની રકમમાં ઘણો વધારો થએલો લાગે છે તો તેનો સબબ ઉપલા કારણોનાં સબબે હતો. જેમ જેમ વધુ અને વધુ ઝમાનો વેહતો જાય છે સુધારો વધારો થતો જાય છે, તથા રહેણી કરણીમા ફરક થતો જાય છે, તેમ તેમ કુદરતી તોરથી ખરચ વધારે કરવો ઝરૂર થાય છે તથા આજ કાલ મોઘવારીના સબબે સઘળી ચીઝો મોઘી, ઇમારતી ચીઝોના ભાવ ઘણા વધારે, કારીગર અને મઝદુરોના દરમાયા ઘણા વધેલા તથા ઘણા ભાગે ફન્ડ ઉઘરાણાં ચંદા કેળવણી ખાતામાં બેહદ મદદ વગેરા વગેરા ઘણા સબબો છે. કુટુંબમાં બીમારી અને એવા ઝરૂરી સબબોના લીધે હવા ફેર બદલ કરવા સારૂ વધારે વકત બાહેરગામ જઇ રહેવું પડયું તથા બીમારીના વકતમાં દવાદારૂ પાછળ ઘણો ખરચ થયો. પ્લેગ કોલેરાનો ઝોર વધુ અને વધુ થતો રહયો તેમાં પણ ખરચ

ઘણું અને આમદ કમ થવા લાગી. પ્લેગના સબબે એક જગ્યાએથી બીજી જગ્યા પર (Institution) ના સરવે (Members) ને લઇ જઇ રાખવા પડયા, એક જગ્યા કરતાં બે જગ્યાઉપર ખરચ રાખવો પડયો. વળી અધુરામાં પુરૂ આ દીલ જલાવનારી ખુનામરકીને જાગ્રત કરનારી ખુંખવાર લડાઇના સબબે મોઘવાંરી તથા ઉઘરાણાઓમાં રૂપીયા વગેરા ભરવામાં વધુ રકમ ઉપડાઇ ગઇ તથા નાગપુરમાં ( Territorials Regulars ) ના માણસોને કોનસર્ત Concerts પાર્ટીજ parties સપરસ (Suppers-Entertainments) માં ઘણી રકમ ખરચવી પડી. એવા એક હઝાર ને એક કારણોને લીધે ખરચમાં વધારો ને વધારો થતો ગયો. હવે હીસાબને લગતી વીગતને યહાંજ છોડીશું.

જેવી રીતે કે આમદ ખરચના હીસાબનાં ત્રણ ભાગ કીધા છે તેમ સમાજમાં (Members) માં વધારો ઘટારો જે થતો ગયો તેનાં પણ ત્રણ ભાગ કરવામાં આવ્યા છે. પહેલા ભાગમાં આગળા સફાઓમાં જણાવી જવા મુજબ નાગપુર આવતી વકતે ૨૦, ૨૧, જણ હતા અને તે પછી નાગપુરમાંથી અને બીજી જગ્યાથી લોગો આવી સમાજમાં દાખીલ થતા ગયા. કેટલાક જન્મ્યા, કેટલાક મરી ગયા. કેટલાકના લગ્ન થયાં. કેટલાક સમાજ છોડી ચાલ્યા ગયા. તેનો એક કોઠો તૈયાર કીધો છે તેથી વાંચનારાઓને જલદી સમજમાં આવી શકે. એ કોઠામાં આ પણ વીગત માલુમ પડશે કે કયા કયા ગામોનાં લોગો સમાજમાં દાખીલ થયા હતા તથા મરણ જનમનો પ્રમાણ શું હતો.

**ખરચનો તથા members ની તંદુરૂસ્તીનો મુકાબલો.**

અગર જો આવી કરકસર સાથે ખાણાર પીણાર અને રહેનારાઓની સ્થિતી જાણવાની વાંચનારાઓને જીજ્ઞાસા અને ખાહેશ થાય તો આ સાથે Members મેમબરસનો ગ્રુપ ફોટો છે તે બેલાશક દેખીલે. જોકે તે photo camera તથા લેન્સની ખામીના સબબ બરાબર આવ્યો નથી.

**ત્રીજા ૮, સાલના હીસાબનો ઇનતેખાબ.**

આ સાથે statement C છે જે સન ૧૯૦૮ થી તે ૧૯૧૫, તક ના વરસ ૮, નો હીસાબ પુરો પાડે છે. તેમાં નઝર કરતા માલુમ પડે છે કે કુલ આમદ તેટલા અરસામાં રૂ. ૫,૨૧,૭૧૭ ની થઇ તથા ખરચ રૂ ૫૧૫-૭૯૦ નો થયો છે. તેમાં મુખ્ય રકમ ઇમારત પર–રૂ. ૮૬,૫૪૨ વેપાર ખાતામાં પુંજી તરીકે વધારો રૂ ૧૫,૯૮૩ મેહમાનદારી–ખાતાના ૨૧,૩૫૮ ઇમારત રીપેરીંગ રૂ. ૧૮,૧૩૬ મુસાફરી ખરચ રૂ. ૨૭,૬૯૭ ખાધા ખરચ તથા લીબાસ વગેરા પર રૂ ૧,૪૭,૭૧૮ થયા છે

## સાલ ૧૯૦૮ થી ૧૯૧૬ ના જુન સુધી.

| આમદ. | રકમ. રૂ. | આ. | પ. | ખરચ. | રકમ. રૂ. | આ. | પ. |
|---|---|---|---|---|---|---|---|
| હદયા ખાતે ... | ૪૨,૨૦૪ | ૬ | ૧૧ | છેલ્લા હીસાબના દેવા... | ૨,૨૩૨ | ૦ | ૦ |
| ખેતીની આમદ ... | ૧૭,૦૫૧ | ૨ | ૬ | ઇમારતપર ખરચ્યા ... | ૮૬,૫૪૨ | ૧ | ૦ |
| વેપાર ખાતાની આ- | | | | ખેરાત વગેરામાં ... | ૩૦,૦૩૭ | ૩ | ૧૧ |
| મદના ... | ૪,૬૨,૪૬૧ | ૧૧ | ૬ | દીવાની ફોજદારી મુકદમા | ૨,૨૫૨ | ૮ | ૬ |
| | | | | જલસાઓ તથા પારટી .. | ૧૦,૭૨૧ | ૧૪ | ૬ |
| | | | | વાર તેહવારના ખરચના.. | ૩,૮૧૪ | ૨ | ૯ |
| | | | | લાઇત ખાતામાં ... | ૪,૪૪૯ | ૧૧ | ૩ |
| | | | | સ્કુલ ખરચ ... | ૧,૫૩૬ | ૧૪ | ૬ |
| | | | | પોસ્ટ ટેલીગ્રાફના ... | ૧,૪૭૯ | ૪ | ૯ |
| | | | | દવાખાના ખરચના ... | ૬,૫૯૮ | ૫ | ૬ |
| | | | | પહેરા ખરચના ... | ૨,૫૦૨ | ૧૦ | ૯ |
| | | | | મુસાફરી ખરચના ... | ૨૭,૬૯૭ | ૪ | ૬ |
| | | | | ગાડી ઘોડા ખરચના ... | ૪૦,૪૭૬ | ૦ | ૮ |
| | | | | બગીચા ખરચના ... | ૯,૫૩૩ | ૧૦ | ૯ |
| | | | | હુન્દયામન વટાત્રના ... | ૧૦,૦૧૭ | ૩ | ૩ |
| | | | | ફરનીચર ખરીદયું ... | ૧૪,૧૦૮ | ૧૦ | ૬ |
| | | | | ખાધા ખરચના ... | ૭૩,૮૫૯ | ૭ | ૦ |
| | | | | લીબાસ તથા પરચુટન અંગત ખરચના ... | ૭૩,૮૫૯ | ૭ | ૦ |
| | | | | ધોબી હજામ ખરચ ... | ૩,૩૪૭ | ૦ | ૬ |
| | | | | પરચુટન ખરચ ... | ૨૨,૩૬૧ | ૦ | ૩ |
| | | | | વેપાર ખાતામાં પુંજી તરીકે રોક્યા ... | ૧૫,૯૮૩ | ૫ | ૦ |
| | | | | નવી ભાશા શોધી તેના.. | ૨૬ | ૧૧ | ૮ |
| જમા પાસાનો સરવાલો | ૫,૨૧,૭૧૭ | ૪ | ૧૧ | ઉધાર પાસાનો સરવાલો. | ૪,૪૩,૪૩૬ | ૧૦ | ૭ |

## સાલ ૧૯૦૮ થી ૧૯૧૬ ના હિસાબનું બીજું પાનું.

| આમદ. | રકમ. રૂ. | આ. | પ. | ખરચ. | રકમ. રૂ. | આ. | પ. |
|---|---|---|---|---|---|---|---|
| આમલા પાનાનો ટોટલ | ૫,૨૧,૭૧૭ | ૪ | ૧૧ | ઉધાર પાસાનો સરવાલો.. | ૪,૪૩,૪૩૬ | ૧૦ | ૭ |
| | | | | મુંબઈના ખરચના ... | ૫,૪૩૮ | ૫ | ૬ |
| | | | | દીબેતીંગ સોસાયટીના... | ૮૧૮ | ૬ | ૦ |
| | | | | મહેમાનદારી ખરચના.. | ૨૧,૩૫૮ | ૧ | ૭ |
| | | | | મ્યુનીસીપલ ટેક્સ તથા સફાઇ ખરચ ... | ૨,૨૩૧ | ૨ | ૬ |
| | | | | ઇમારત રીપેર-ખરચના.. | ૧૮,૧૩૬ | ૧૦ | ૦ |
| | | | | માણસોના પગારના ... | ૪,૦૫૧ | ૯ | ૩ |
| | | | | સ્ટેશનરી ખરચ ... | ૭૩૫ | ૭ | ૯ |
| | | | | ઉમરરે ખરચ ... | ૧૨,૯૧૩ | ૦ | ૦ |
| | | | | કુતુબ ખાના ખરચ ... | ૪૯૭ | ૫ | ૯ |
| | | | | ટેલીફોન ખરચના ... | ૨,૦૬૭ | ૧૧ | ૦ |
| | | | | ઉજ્જેન ખરચના ... | ૪,૧૦૬ | ૪ | ૯ |
| | | | | | ૫,૧૫,૭૯૦ | ૧૦ | ૮ |
| | | | | જીનસ બાકી રૂપીયા ... | ૫,૯૨૬ | ૧૦ | ૩ |
| જુમલે રૂપીયા ... | ૫,૨૧,૭૧૭ | ૪ | ૧૧ | જુમલે રૂપીયા ... | ૫,૨૧,૭૧૭ | ૪ | ૧૧ |



Photo No. XXII

સી. પી. એન્ડ બરાર પ્રદર્શન વેળાએ ઉભો કરવામાં આવેલો, મેહદી બાગ તરફથી સ્ટૉલ

જુઓ: પાનું ૧૨૯. (નાગપુર.) ફોટો લીધો ઈ. સ. ૧૯૦૮.

હીસાબના કાગઝો A. B. & C. માં નઝર કરતાં કાગઝ B. & C. ના જમા પાસામાં વેપાર થકી થએલી આમદમાં વધારો પુંજી સાથે સરખાવતા ઘણો માલુમ થશે ખરો અને તે ઉપરથી વેહમના કરનારાઓને વહેમ કરવાનો સંભવ રેહેશે કે તે mahdi Bagh shops માં ઘણા મોંઘાં ભાવે માલ મળે છે

**વેપારમાં નફો રેહવાનો મોંઘો ભાવ સબબ નથી.**

અને ઘણો નફો ચારજ કરે છે અને હાલમાં કેટલાક લોગોનો તેવો ખ્યાલ છે તેમ તેઓ વાતો પણ તેવીજ પોતાના દોસ્તો અને લાગતા વલગતાઓમાં ફેલાવે છે. પણ નફાનું વધારે દીખવું કાંઇ ભાવ વધારે લેવાના સબબ નથી પણ ખરી વાત તો આ છે કે દુકાનોમાં કામ કરનારા લોગો ઘણા ખરા Institution ના મેંબરો છે અને તેઓનો સર્વ ખરચ Institution ના હીસાબે થતો હોવાથી તેઓનો

**કામ કરનારાઓની કાળજી તથા પગાર નહી ચહડાવવાથી બચત માલુમ થાય છે.**

કશો પગાર ચાર્જ કીધો નથી. તેઓ તો વગર પગારે gratis કામ કરે છે, તેમ છે તેવા કામ કરનારાઓની ગણત્રી ૩૫, ૩૬, ની છે. Manager. (મેનેજર) Assistant Managers સાથે, તે છતાં જો સરેરાસ ગણત્રી દર માણસ દીઠ રૂ. ૪૦)નીજ લઇયે તો માસ ૧. ના. રૂ. ૧૪૦૦) સાલ ૧ ના રૂા ૧૬૮૦૦) તથા ૯ સાલના રૂપિયા ૧,૫૧,૨૦૦) થવા જાયછે જે બાદ કરવા જોઇયે છે. વળી ભાવો જો તે છતાં પણ વધારે માલુમ પડે તો Mahdi Bagh Shops માં કંઇ લાકડાનો, કંઇ લોખંડના જઠ્ઠાનો વેપાર નથી તેમ કપડાનો મોટા પાયા પર વેપાર નથી. મગર છે તો Fancy Europe Shops (ફેનસી યુરોપ શોપ)નો માલ જેવો કે chandeliers, glass-

**દુકાનના વેચવાના સામાનની તફસીર**

ware, crockery ware, flower vases, mirrors, Fancy cloth and medicines, Fruits Dry fruits વગેરે છે કે જેને ભાંગવાનો સડવાનો ફુટવાનો બગડવાનો ઘણો ખોફ રહે છે તથા માલ વિલાયતથી આવતા મુંબઇની ગોદીમાં

ઉતારતા, ગોદીમાંથી રેલપર લઈ જતા, રેલમાં ચઢાવતા, રેલના રસ્તામાં નાગપુર સ્ટેશન પર ઉતારતા, અને દુકાનમાં લાવવા તકમાં, કરીબ કરીબ ૧૫ થી ૨૫ ટકા ભાંગ તુટ થાય છે, તે ભાંગ તુટની કીમત સહી સલામત માલ પર ચઢાવવા સીવાય ગત નથી. નહિ તો નફા બદલ નુકસાનનો મોકેઅ આવી પડે. તે ઉપરાંત નફાનો સબબ તરતા તરત ખપતા માલની ખરીદી કરવામાં, ખરીદી જાતથી કરવામાં, ખરીદી માટે વિલાયતનો માલ ઉતારી ચઢાવવા માટે, પોતાની શાખા મુંબઇમાં રાખી તથા ખરીદી કેવી અને કયા ગામોમાં કરવાથી સસતા અને કીફાયત ભાવે સારો માલ મળી શકશે, તે મેળવવાની કુનેહ માલની સાલ સંભાળ, ગફલતી અને બે પરવાહી સબબે થતી ચોરી, અને ભાંગ તુટની બરાબર તકેદારી અને દેખરેખના સબબે અટકાવ, બનતા તકનો ઉઘરાણી ખાતાનો અટકાવ, ઉધાર માલ આપવા કમ, નગદ પૈસે વધુ માલ વેંચવાની કુનેહ, અને ઉધાર માલ ચોકકસ હદ તકનો અને ચોકકસ મોઅતબર આસામીઓનાજ માટે આપવાની કુનેહ, વળી Spec-ulation (સટા)ના સોદાઓની strict (સખત) પરહેઝી એ વગેરે business ધંધાના સઘળા Drawbacks છે તેનો અટકાવ, એ business ધંધાનુ secret (ગુહ્ય) છે અને તે (system) રીત પર ચલાવનાર એ ચલાવવાથી આ success ફત્તેહનું પરિણામ છે.

**વેપાર કરવાની રીત અને રૂઢી.**

Secret of Success

**ફતેહ યા બીની ચાવી.**

ત્રીજા અને છેલ્લાં ૪ સાલનાં હીસાબમાં મેમબરોની ગણત્રી તથા દર માણુસ દીઠ ખાધા પીધાનો ફાળો તથા સરવે સુખ સગવડને સાથે લેતાં હરએક માણુસ દીઠ શું ખરચ દર મહીને થયું તેની વીગત નીચે મુજબ છે.

તે અરસામાં સમાજનાં મેમબરો જેઓ ઇનસ્ટીત્યુશનનાં ખરચ અને આધારે ગુજારો કરતા હતા તેઓનો જુમલો ૧૭૦, નો સરેરાસ રાખીએ તો તેટલાનો ખાધા પીધાનો તથા કપડા લત્તાનો તથા ઝરૂરી ચીજો ધોબી હજામ

જેવા ખરચનો ટોટલ રૂ. ૧૭૩૪૨૫, નો થાય છે, જેનો હીસાબ નીકાલતાં દર માણુસ દીઠ નવ વરસના રૂ. ૧૦૨૦,*દર સાલે રૂ. ૧૧૩-૫-૪ આવે છે, અને દર મહીનાનો ખરચ લઇએ તો રૂ. ૯-૭-૧ આવે છે; પણ જો ખરચની રકમમાં ઇમારતપર ખરચાએલી રકમ, ઇમારત મરમમતની રકમ પુંજીમાં વધારો કીધો તે વટાઉ ભર્યાં તે ઉમેરી જુમલો લઇયે તો તે રૂ. ૩૮૨૮૭૯, નો થાય છે અને તે હીસાબે દર માણુસ દીઠ નવ સાલનાં રૂ. ૨૨૫૨-૩-૮ થવા જાય છે. દર સાલનાં માણુસ દીઠ રૂ. ૨૫૦-૩-૧૧ અને દર માહના દર માણુસ દીઠ રૂ. ૨૦-૧૩-૮ થવા જાંય છે તે પણ કંઈ વધુ લેખાય નહીં. સઘળા પ્રકારનું સુખ આરામ સગવડ ખરચ ખેરાત બાગ બગીચા ગાડી ઘોડા સેર સપાટા સ્કુલ દવાખાનું વગેરા વગેરાના ફાયદાઓનાં પ્રમાણમાં કઇંજ વધુ નથી.

આથી આવી ઇનસ્ટીટ્યુશનની ખરી ખુબી સુભીતાપણું એક સંપના ફાયદાઓ માલુમ પડી આવે છે.

આ Institution, એવું એક Institution, છે કે જેની ઉપમા જે સાહેબોએ Looking Backward, ની કીતાબ જેના author Edward Bellamy London No. 83. William Reeves cross Road. W. C. છે તે વાંચી હશે અને ૧૯, મી સદીમાં લખાએલી બતાવી છે અને ૨૦ મી સદીની ઇનસાનની રહેવાની રાતધાત કેરીયત સાયનસની તરક્કી લોગોના ખયાલોની તરક્કી આઝાદી વગેરાનો ઘણો સરસ ચીતાર આપ્યો છે જેને Commonwealth કહીએ યા Real Socialism કહીએ. જેકહીએ તે કહીએ, થોડી મેહનત અને થોડા ખરચના ભોગે વધુમાં વધુ અને સરસમાં સરસ સુખ પ્રાપ્ત થઈ શકે છે; તથા દુઃખી અને જંજાળી જીંદગીને સુખી અને સંતોષી અને આવકારદાયક અને આશીરવાદભરી જીંદગી બદલ કરી શકાય છે જેથી તે માઅબુદે કીરદીગારની ખરી ઇબાદત અને શુકર

**Looking Backward નામની બુકમાં જણાવેલી બાબતો સાથનો Institution નો મુકાબલો.**

ગુઝારી કરી શકાય. તન સુખી, મન સંતોષી તથા જંજાળ કમ, અને ખરૂં અને સાચું જ્ઞાન અને ખરી ઇબાદત મેળવી શકાય છે, જે હરબંદાની મૂળ અને મોટામાં મોટી મતલબ અને ગરઝ છે.

હિસાબના કાગળો A B & C માં જોતાં વાંચનારનું ધ્યાન હદીયા (ભેટ) ખાતાની રકમ, જે જમા પાસા ભણી બતાવી છે તે તરફ ખેંચાયા વિના રહેશે નહિં. વળી બીજી રકમ જમા પાસા ભણી ધ્યાન ખેંચનારી, વ્યાપારથી થએલા નફાની છે, જે પણ થોડા ઘણા ભાગે ધ્યાન ખેંચશે. જ્યારે ઇન્સ્ટીટયુશનનો પુરો આધાર હદિયાની રકમ ભણી હતો, જે કાગળ A માંથી ખુલ્લીરીતે માલુમ પડે છે, તે હફતામાં વ્યાપારની આમદ જેવું કશુંએ ન હતું, પણ તે પછીના કાગળો B & C માં નજર કરવાથી જણાશે કે હદીયાની રકમ ઓછી થઇ અને વ્યાપારની આવકપર વધારે આધાર Institution ના maintenance નો રહ્યો. વળી હદીયાની રકમ તો તેજ અરસામાં બધી ખરચાઇ ગઇ. ખરચના મથાળામાં નજર નાંખીશું તો જણાશે કે એક મોટી રકમ મરહુમ મી૦ મલકના કરજ અદા કરવામાં ખરચાઇ છે. વળી એક નાની રકમ મેમબરોમાંના કેટલાકોના કરજ પેટે વાળવામાં ખરચાઈ છે. એક સારી જેવી રકમ મકાનો બનાવવા પેટે ખરચાઈ છે તથા મેમબરોના ખાધા ખરચ કપડાં લત્તાં વગેરે જરૂરતો પર લાગેલા છે હદીયા તરીકે અરજ થએલી રકમ હદીયો અરજ કરનાર સાહેબોના નિભાવ અર્થે વપરાય તે મતલબથી હદીયો થતો નથી, પણ તે રકમ જે સાહેબને હદીયો કર્યો છે તે સાહેબ જે ખાતામાં, જેટલી અને જેવી રીતે ખરચ કરવા ચાહે તે રીતે ખરચવા સત્તા ધરાવે છે એટલે તે રકમમાંથી પુરેપુરી બીજાઓના ખરચમાં વપરાઇ છે, તેમ નહિ પણ જે હદીયા તરીકે આપનાર આસામીઓથી તેઓના અને તેઓના કુટુંબના ભરણપોષણ અર્થે પણ સારી જેવી રકમો ખરચાની છે.

**વ્યાપાર થકી આમદ તથા હદીયાની રકમ બાબે.**



Photo No. XXIII

મલક મનઝીલ કાદક ટાઉન (નાગપુર.)

જુઓ પાનું ૧૨૯. Front view. ફોટો લીધો ઇ. સ. ૧૯૧૭.

આમ છે તો વાંચનારને સમજ પડે તે માટે જરા તેના ખુલાસામાં ઉતરવું અવસ્યનું છે. એ ખુલાસાથી આ વાત પણ જણાઇ આવશે કે Institution માં શામીલ થનારા બધા ને બધા કંઇ દોલતમંદ ન હતા. તેમ બધા ને બધાએ કંઇ પોતાની ધન દોલત અર્પણ કરી નથી, પણ જેઓ અર્પણ કરવા શકતીમાન હતા અને જેઓ તે પોતાની દોલતપર પોતાનો કબજો અને કાબુ હતો, વળી તે ધન દોલત બીજાને તાબે ન હતી તેવી રકમો અર્પણ કરી શકયા છે.

હવે જેઓ કે તે પ્રમાણે હદીયા તરીકે કાંઇ પણ રકમ અરજ કરી શકયાજ નથી, તેથી માની લેવું જોઇતું નથી કે તેઓ લાવારીસ હતા, તેઓ મુફ્લીસ અને કંગાળ હતા, નહિં, તેઓની દોલત, તેઓનો હક, તેઓનો ભાગ બીજાઓ જેઓ પાછળ રહ્યા તેઓના તાબામાં એવી રીતે હતો કે તેઓ જો પોતાનાં અંતઃકરણને પવિત્ર કરી પરમેસ્વરનો ડર રાખી તે કીરતાર સનમુખ એક દિવસે હિસાબ કીતાબ માટે જઈ ઉભું રહેવું છે એટલે હકદારનો હક વાળી દેવોજ જોઇએ, અને નહિ વાળીએ તો તે ઇનસાફને દિવસે ઘણું કઠણ થશે તેવા સારા આચાર વિચારના ધાર્મીક લોકો પાસે હતે તો તેઓ અવસ્યતઃ સુપુર્ત કરી દેતે, રાખી મુકતે નહિ. પણ તેવી રીતે કાંઇ જણાયું નહિ એટલે તેઓ પાસે રકમો, ઘરબાર, અસકીયામત વારસો હિસ્સો બધો રહી ગયો.

પાછળ રહેનાર સાહેબોની ગણત્રી આ વાતની હતી, કે જનાર સાહેબોને પૈસા ટકા ઘરબાર વારસા હીસ્સા, બાલબચ્ચાની એટલી માયા અને મોહબ્બત હશે કે જેટલી તેઓને પોતાની છે. વળી તે બધુંએ તજી તેઓ જશે તો નહિ અને કદાચ જશે તોપણ એ Institution ના કાયદા કાનુનોથી તથા discipline ની જાળવણી કે સાચવટ થઇ શકશે નહિં અને આ પૈસો ટકો માલ અસબાબ બાલ બચ્ચાં તેઓને પાછા ખેંચી લાવવા કારણ થઇ પડશે. આવા તેઓના વિચારો પ્રમાણે કેટલાક ભાગે એમ થયું પણ છે ખરું. જે મેમબરો એવા કાચા હતા, દુનિયાની માયા લાલચથી નિરાકાર થયા ન હતા, તેઓ ઇન્સ્ટીટયુશન તજી પાછા તેઓમાં જઇ ભેળાઇ ગયા છે. કેટલાકો બાબે એમ

પણ બન્યું છે કે પોતાની ધન દોલતનો હિસ્સો Institution ને અર્પણ કીધા પછી પોતાની સારી ચાલચલણ વર્તણુક સેવા ચાકરી કાનુનની પાબંદી બરાબર ન કરવાથી તથા તેઓની દાનત બગાડી તેઓની વર્તણુક ભલા લોકોને ન ઘટે, ખરા અને સાચામાર્ગીઓ વિરૂદ્ધના લોકોમાં જડી આવે છે તેવા ચલણને ધારણ કરી લીધાથી આટલું છતાં તેઓને સુધારાપર લાવવાની ચાલુ ઉત્કંઠા પછી અનેક પ્રયત્નો સેવ્યા પછી નહિ સુધરવાથી તથા પોતાના ભુલભરેલા વિચારો અઘટીત વર્તણુકને વળગી રહેવાથી તેઓ અથવા તો પોતાની રાજી ખુશીથી Institution મુકી ચાલી ગયા અથવા તેઓને Institution થી કાઢી મેલવામાં આવ્યા.

આવી બીના હદીયો અર્પણ કરનાર અને ન કરનારા બાબે બનવા પામ્યો છે. જે નીચલા ખુલાસાપરથી માલુમ પડશે.

જે હાલે કે હદીઆની મોટી રકમ પહેલા ૮ વરસના અરસામાં આવી ગઇ છે તથા તે પછીના અરસામાં ઓછી આવી છે તો હદીયો અર્પણ કરનારના જુદા જુદા ભાગો ન કરતાં સામટાજ જણાવવું વધારે સવળ પડશે, પણ તેનો એકજ ભાગ કરવા કરતાં બે ભાગમાં વેચી નાંખવું વધારે સવળ પડતુ જણાશે.

**હદીયો અર્પણ કરનારાનું લીસ્ટ ભાગ ૧ અને ૨.**

પહેલો ભાગ—હદીયા આપનારાઓ જેઓ હાલ ઇન્સ્ટીટયુશનમાં નથી, જેઓ ઇન્સ્ટીટયુશન મુકી ચાલી ગયા છે અથવા જે સાહેબો આ નાશવંત દેહ તજી દીધું છે.

બીજો ભાગ—હદીયો અર્પણ કરનાર સાહેબો જેઓ હાલ ઇન્સ્ટીટયુશનમાં મોજુદ છે.

આ બંને ભાગોના જુદા જુદા પાનાં કે પૃષ્ઠોપર જુદા જુદા કોઠા બનાવી રજુ કરવામાં આવે છે જેથી વાંચક એકી વખતે સુલભતાથી સમજી શકે. નામો સહીત લીસ્ત આપવામાં આવ્યું નથી. માત્ર તે હદીયા અર્પણ કરનારની ગણત્રી તથા રકમજ હોવાથી તે ઘણી સુલભતાથી સમજણ પાડી શકાશે એટલે વાંચનાર સાહેબોને તે કોઠામાં નજર કરવા વિનંતી કરવામાં આવે છે.

હદીઓ અર્પણ કરનાર સાહેબો જેઓ હાલ Institution માં નથી, તેઓ ઇન્સ્ટીટયુશન મુકી ચાલી ગયા છે, કે જેઓને કાઢી મુકવામાં આવ્યા છે અથવા આ નાશવંત દેહને છોડી દીધું છે તેઓનીજ રકમ અને ગણત્રી બતાવી છે. તેમના કુટુંબીઓની ગણત્રી બતાવી નથી.

**ભાગ ૧**

| હદિયાની જુમલે રકમ. | હદીયો દેનારની ગણત્રી | Institution મુકનાર. | Institutionથી કાઢી મુકયા. | ઇન્સ્ટીટયુશનના મેમબર તરીકે મરણ પામ્યા. | હદીયાની રકમ. | તેઓ પર ખાધાપીધાના ખરચ થયા તે. | કેટલી રકમ ઓછી ખરચ થઈ. | કેટલી રકમ વધુ ખરચાઈ. | રિમાર્કસ. |
|---|---|---|---|---|---|---|---|---|---|
| | ૭ | | | | | | | | આ સાહેબોને સમાજ મુકી ચાલી જવાને આશરે ૧૫,-૧૬ વરસ થયા છે. |
| | ૧ | ૧ | ૭ | ૦ | ૬૭૧૧૭=॥ | ૨૭૧૧૬ | ૦૦૦૧=॥ | | * આ સાહેબ ઇન્સ્ટીટ્યુશનમાં દાખલ થયા પછી એક વર્ષ અંદરજ આ નાશવંત શરીરને ત્યજી દીધું એટલે એમને ગુજરવાને ૨૬ વરસનો અરસો થયો છે. |
| | ૧ | ૧ | ૦ | ૦ | ૪૦૧૫=॥ | ૨૬૮ | ૧૬૧૭=॥ | | |
| | ૧ | ૧ | ૦ | ૦ | ૧૧૧૭॥— | ૫૪૨ | ૫૭૫॥— | | |
| | ૧* | ૦ | ૦ | ૧* | ૫૦૦ | ૩૦ | ૪૭૦ | | |
| | | | | | ૭૨૭૫૦॥ | ૩૦૦૮૬ | ૪૨૬૬૪॥ | | |
| ૮૦૭૩૩॥૦ | ૪૩ | ૨૨ | ૧૯ | ૨ | ૭૯૮૨॥૦ | ૧૧૧૦૫૧ | ૦ | ૧૦૩૦૫૮)=॥ | |

નોટસઃ—રિમાર્કસ કોલમમાં ઉપલા સાહેબો માટે જણાવવામાં આવ્યું છે, તે હદીયાની રકમના પ્રમાણમાં ઓછું ખરચ થવાનું કારણ છે અને વધુ ખરચાની છે તે તેઓના કુટુંબીઓપર ખરચ થએલી રકમ પણ આવી ગઇ છે.

હદીયો અર્પણ કરનાર સાહેબો જેઓ હાલ Institution માં મોજુદ છે તેઓનીજ ગણત્રી તથા રકમ બતાવી છે.

## ભાગ ૨.

| હદીયાની જુમલે રકમ. | હદીયો દેનારની ગણત્રી. | Institution માં હાલ મોજુદ છે. | સમાજના મેંબરો તરીકે મરણ પામ્યા. | હદીયાની રકમ. | તેઓપર ખાધ ખોરાકી કપડા લત્તાના ખરચ થયા તે. | કેટલી રકમ ઓછી ખરચ થઇ. | કેટલી રકમ વધુ ખરચ થઇ | રિમાર્કસ. |
|---|---|---|---|---|---|---|---|---|
| | *૧ | ૦ | ૧* | *૪૪૧૭૭॥= | ૫૪૫૨ | ૩૮૭૨પ॥= | ૦ | * આ સાહેબને ગુજર્યાને આજે ૮, ૧૦ સાલનો અરસો થયો છે. તેમનાં ધણીઆણી તથા ફરજંદ હાલ સમાજમાં મોજુદ છે. |
| | ×૧ | ×૧ | | ×૧૩૦૫૩ન | ૬૮૦ | ૧૨૩૭૩ન | ૦ | × આ સાહેબ એ પોતાના હદીયાની રકમ માત્ર ત્રણ વર્ષની વાતપર અરજ કરી છે. |
| | ૦૧ | ૦૧ | | ૦૨૩૯૬॥≡॥ | ૧૦૬૪ | ૦૧૩૩૨॥≡॥ | ૦ | ૦ આ સાહેબ એ પણ તેજ પ્રમાણે, ત્રણ વર્ષની વાતપર હદીયો અર્પણ કીધો છે. |
| | ૦૧ | ૦૧ | | ૦૩૩૨૦॥ ૦॥ | ૧૧૫૪ | ૨૧૬૬॥ ૦॥ | ૦ | ૦ આ સાહેબ એ પણ ઉપલા બંને સાહેબો પ્રમાણે હદીયો માત્ર ત્રણ વર્ષનો અરસો થયો અરજ કર્યો છે. |
| ૬૨૯૪૮॥≡॥ | | | | ૬૨૯૪૮॥≡॥ | ૮૩૫૦ | ૫૪૫૯૮॥≡॥ | | |
| ૩૪૭૧૫ના | ૪૩ | | | ૩૪૭૧૫ના | ૨૫૦૭૦૫ | ૦ | ૨૧૫૯૮૯ | |
| ૯૭૬૬૩ાન | | | | ૯૭૬૬૩ાન | | | | |

નોટસ:—રિમાર્કસ કોલમમાં ચાર સાહેબો માટે જણાવ્યું તેમ તે હદીયાની રકમનાં પ્રમાણમાં ઓછું ખરચ થવાનું કારણ છે અને વધુ રકમ ખરચની છે તેમાં તેમનાં કુટુંબીઓપર પણ ખરચાએલી આવી ગઇ છે.

આ જગ્યાએ મેહદીબાગ ઈન્સ્ટીટયુશનની માલીકીના ઘેર ઇત્યાદીનાં ફોટો-ઝનું લીસ્ટ વાંચકની સમજણ માટે રજુ કરવામાં આવે છે.

Phots No. 3 — નાગપુર ઇતવારા શૉપ છે જે હેદ કવાર્તર તરીકે છે તે Institution ઈન્સ્ટીટયુશનની માલીકીનું છે.

Phots No. 4 — નાગપુર સદર બાઝારમાં બ્રાંચ શોપ છે Residency Road રેસીદેન્સી રોદ પર આવેલું છે. તે Institution ઇન્સ્ટીટયુશનની માલીકીનું છે.

Phots No. 5 — નાગપુર સીતાબર્દીમાં બ્રાંચ શૉપ છે તે—ઉપલા ફોટોગ્રાફો પરથી જણાશે કે વેપાર વણજ માટે જે ખાતાઓ ઉઘાડવામાં આવ્યા છે તે શહેરનાં સારામાં સારા બહોળી વસ્તીવાળા ભાગમાં આવ્યા છે.

હવે મેહદીબાગ નામની ખાસ સંસ્થા છે જ્યાં ઈન્સ્ટીટયુશનના મેમબરોના રહેવા વસવા તથા ગુજારા અર્થે એક પંદર એકરની વિસ્તારવાળી જગ્યાનાં ઘણાં ખરા ભાગમાં, મસજીદ, સ્કુલ, દવાખાનું રહેવાના મકાનો તથા ખુશનુમા બગીચો આવેલો છે. તે બધાનો ખરો ચિતાર વાંચકને આપવા અર્થે, તે મકાનોના ફોટોઝ તેઓના નામો સહીત નીચે આપવામાં આવ્યા છે.

Photo No. 6. — આ મકાન હૈદરી મકાનના નામથી ઓળખાય છે. એ મકાન પહેલ વહેલુંજ બંધાવ્યું છે. એની પાડોશની જગ્યામાં પ્લેગ્રાઉડ છે. પ્રથમ આ મકાનનાં એક ભાગમાં છોકરીઓની સ્કુલ કરવામાં આવતી હતી. પણ હાલ થોડો સમય વીત્યો કે તેમની સ્કુલ માટે બીજું મકાન મુકરર કરવામાં આવ્યું છે આ મકાનનાં એક ભાગમાં તથા તે મકાનની પછવાડે પણ થોડે છેટે કીચન આવેલું છે.

Photo. No. 7. Photo. No. 8. — આ મકાન નામે મસજીદ બંદગી કરવાની જગ્યા છે તે પણ પ્રથમ બંધાઇ હતી. પણ તેમાં સુધારો વધારો થતો ગયો. હાલ ફોટો ૮માં બતાવ્યા પ્રમાણે મસજીદ છે. એ મસજીદનો થોડો ભાગ બે માળ છે.

**Photo. No.9.** આ મકાન બેઠક માટે તેમ મુલાકાતીઓને મળવા માટે રાખેલું છે. પ્રથમ Late Mr. Malak તેમાં રેહતા હતા, વળી બીજા કામોમાં પણ તે મકાન આવતું હતું.

**Photo. No. 10.** કાદરી મકાનના નામથી ઓળખાય છે તે ઇન્સ્ટીટયુશનના મેમબરોને પોતાનાં કુટુંબ સાથે રહેવા કામે લાગે છે.

**Photo. No. 11.** મબની મકાનના નામથી ઓળખાય છે તેમાં પણ ઇન્સ્ટીટયુશનના મેમબરો પોતાનાં કુટુંબ સહીત ગુજારો કરે છે. આ મકાન શુરૂમાં બનેલું છે.

**Photo. No. 12.** આ ફોટો કેટલાક મકાનોનો ગ્રુપ છે. એક મોટું મકાન છે તેનું નામ કસરે મલકી રાખવામાં આવ્યું છે. એ મકાન Late Mr. Malak એ ખાસ પોતાનાં કપડવણજના મકાનનાં નમુના પર બંધાવવાનો પ્રયત્ન કર્યો હતો. એ મકાન તૈયાર થવા આવ્યું એટલામાં એવણુ સાહેબે પોતાનું આ સ્થુલ શરીર તજી દીધું. એ મકાનમાં પોતે જઇ વાસો કરી શકયા નહિં. એ મકાનમાં પણ ઘણો વધારો વેળાવેળી કરવામાં આવ્યો છે. પહેલો દેખાવ આ ફોટો પરથી જણાશે.

સીબગતી નામનું બીજુ મકાન બે માળાનું પણ આ ફોટોમાં દેખાય છે, જે ઇન્સ્ટીટયુશનના મેમબરોને પોતાનાં કુટુંબીઓ સહીત રહેવા માટે કામમાં આવે છે.

ખીલવતગાહના નામનું ટૉવર આકારનું એક મકાન ચાર પીલ્લર પર કમાનો પર ઉભેલું નજરે પડે છે તે એકાંત જગ્યા છે જ્યાં કોઇ અભ્યાસ કરવા ઇચ્છે તો ત્યાં જઇ કરી શકે છે. વળી તે જગ્યાએથી ૧૫ એકરનાં કંપાઉંડનો સારો દેખાવ નીહાળી શકાય છે, કે જેથી કયાં શું થાય છે, માણસો કામે વળગેલા છે કે નહિં તે બધું નજરે પડે છે.



Photo No. XXIV.

મલક મનઝીલ ક્રાદક ટૉઉન (નાગપુર.)

જુઓ પાનું ૧૨૯. Side view. ફોટો લીધો ઇ. સ. ૧૯૧૭.

આ મરહુમ મોલાના મલક સાહેબની તુરબત કે કબર છે લેત મી૦ મલકનાં સ્થુલ શરીર અત્રે ભુમીદા કરવામાં આવ્યા છે જે માટે સરકારી રજાની જરૂરત પડી હતી અને રજા સાથે જે Colony પોતે સ્થાપ્યું તે Colony ના સ્થાપકની પણ હંમેશાની આરામગાહ તેજ કૉલૉનીમાં કરવામાં આવી છે.

Photo. No. 13. આ કસરે મલકીનો હમણાં લીધેલો ફોટો છે તેમાં માત્ર તેજ મકાન બતાવ્યું છે જે પરથી ઉપર જણાવ્યા પ્રમાણે શું શું વધારો કરવામાં આવ્યો છે તે જણાશે.

Photo. No. 14. આ મકાન દીબેટીંગ સોસાયટી માટે બનાવવામાં આવ્યું હતું કેટલાક વર્ષો સુધી તેમાં મીટીંગો થતી પણ મેમબરોના નંબરમાં વધારો થવાથી હવે મસજીદ અથવા સ્કુલવાલા હૈદરી મકાનમાં મીટીંગો કરવામાં આવે છે. એ મકાનનું નામ તે વેળાનાં Debating Society નાં જે પ્રમુખ હતા તેનાં નામથી ઓળખાય છે. મુનવ્વરી મકાનની પાડોશમાં પ્લેગ્રાઉંડ છે જ્યાં કસરત સારૂ Parellel Bars, Single Bars ઝુલા વગેરા કસરતની સામગ્રીઓ છે. જે પછવાડેનાં ભાગમાં Shed જેવું દેખાય છે, તેનું નામ મેહરીલી મકતબી છે કારણ કે ત્યાં ન્યુસ ચોપાન્યા પણ રાખવામાં આવતા હતા. તેથી સ્કુલનાં સ્ટુડન્ટસનાં કામમાં એ મકાન આવતું હતું.

Photo. No. 15. ઉપલુંજ મકાન, પણ તેને ફરીથી રીપેર કરી તેનો આકાર બદલી નાંખવામાં આવ્યો છે. તેનો મોટો ભાગ છોકરીઓની સ્કુલ સારૂ તથા નાનો ભાગ લાઇબ્રેરી તથા રીડીંગ રૂમ તરીકે કામમાં લેવામાં આવે છે.

Photo. No. 16. આ મકાન Present Mr. Malak ના વખતમાં બાંધવામાં આવ્યું છે. આ મકાન પ્રથમ કેટલેક ભાગે ઉઘાડું હતું Lecture Hall Examination Hall તરીકે કામમાં આવતું હતું, પણ થોડા વરસોથી તેને દીવાળો

બાંધી લઇ જલસા, પાર્ટીની વેળા કામ લાગે તેમ રહેવાના મકાન તરીકે કામે લાગે તેવું બનાવી દેવામાં આવ્યું છે તેમાં મોટો હોલ છે, સાઇદ વરન્દા છે તથા વચમાં પણ એક હોલ છે જે Dining Hall તરીકે કામમાં પડે છે.

Photo. No. 17. આ ફોટો હમણા હમણા લેવામાં આવ્યો છે. એ મકાન જેમ ફોટો નં૦ ૧૬માં બતાવ્યું છે, તેમાં તડકો તથા વરસાદ અંદર દાખલ થતો હોવાથી, વળી તેનું ફેસીંગ પશ્ચીમ ભણી હોવાથી તે તરફમાં વરન્ડાહ બનાવી લેવામાં આવ્યો છે તેથી આ વરન્ડાહ પર Terrace હતી તે વરસાદના દિવસોમાં પાણી ગળવાથી તે પર બે સારા જેવા Rooms કાઢવામાં આવ્યા છે.

Photo. No. 18. આ મકાન સફ્વતી મકાનને નામે ઓળખાય છે. તે મકાનના નીચલા ભાગમાં Dispensary છે ત્યાં ડો૦ લીવાએ હક અબ્બાસઅલી સાહેબ પોતાના કુટુંબ પરિવાર સહીત તે મકાનનાં પહેલાં માળ પર રહે છે. પછ્વાડેનાં ભાગમાં કમ્પાઉન્ડ છે તેમ વપરાશ માટે મકાનો આવેલા છે જે ફોટોમાં આવ્યા નથી.

Photo. No. 19. આ મકાનનું નામ શમસી બરાક રાખવામાં આવ્યું છે. તે મકાન Members નાં ફેમીલી સાથનાં Living quarters છે.

Photo. No. 20.
Photo. No. 21. } આ બંને મકાનો ચાર પાંચ વરસ પર એક નમુનાના બનાવવવામાં આવ્યા હતા. એક મેર પતરાનો વાડો છે. મકાનો મોટી ફેમીલીને માટે રહેવા સારા છે. રૂમ્સ વરંડાહ ઇત્યાદીનો સારો બંદોબસ્ત છે. સમાવેશ પણ સારોથઈ શકે છે.

ઉપલા મકાનો સિવાય બીજા કેટલાક મકાનો પણ છે જેના ફોટો લીધા નથી. જેટલાના ફોટો લીધા તે બધાની ટુંક વિગત વાંચકો સનમુખ રજુ કર્યા છે

આગળા કાગળોમાં વાંચી ગયા તેમ C. P. & Berar Exhibition જે સને ૧૯૦૮ માં નાગપુરમાં ભરાયું હતું અને તેમાં

Photo. No. 22. સમાજ તરફથી એક Show room કે શોપ ઉઘાડવામાં આવી હતી તેનો ફોટો મેહદીબાગ શોપ તરીકે અત્રે આપ્યો છે. તે શોપના ટાવરમાં કાંચમાં મોનોગ્રામો છે જે કાચ પછવાડે ઘણો મોટો ખરચ કરવામાં આવ્યો હતો.

આ બંગલો મલક મનઝીલના નામથી જાણીતો થએલો છે. તે Craddock Townના ભાગમાં આવેલો બે માળનો છે. Craddock

Photoes. No. 23 }
„ No. 24. }

Town નાગપુર શહેરનું એક Extension છે એ જગ્યાની Opening Ceremony થઇ તે બંગલાનો ફોટો Back Ground તરીકે છે. તે વેળાનો તેનો ખાસ ફોટો લીધો નથી જેથી તેવા ઘાટમાં તેને અત્રે રજુ કર્યો નથી. તે વેળાએ Ladies Purdah Party અત્રે કરવામાં આવી હતી તેમાં Lady Craddock કે જે તે વખતે ચીફ કમિશનરની ધણીઆણી હતી. તેણી તથા બીજી European Ladies, Parsee Ladies Hindoos and Muslim Ladies એ તે મકાનમાં પાર્ટી Enjoy કીધી હતી. વખતના વેહવા સાથે મકાનમાં હેરફેર કરવામાં આવ્યો અને આ બંને Photoes માંનો એક Front view અને બીજો Side view દેખાડે છે.

આ ફોટો મુંબઇમાં Crawford Market પાસે Sitaram Buildings તરીકે મશહુર છે તેનો સઉથી ઉપરનો ત્રીજો

Photo. No. 25. માળ ભાડેથી રાખવામાં આવ્યો છે. એ મકાન ભાડે લીધાને ઘણા વરસો થયા. તેમાં મેમબરોમાંનાં ૧, ૨, સાહેબો રહી વીલાયતની હુંડીઓ ભરવાનું તથા માલ ડાક અને કસ્ટમ્સમાંથી clear કરી રવાના કરવાનું તથા મુંબઇમાંથી Locally Purchase કરી રવાના કરવાનું, હીસાબ કરવા, આંકડા ચુકવવા વગેરા કામો કરવા માટે રહે છે.

મુંબઇમાં ભાડાનું તથા સગવડ ભરેલું મકાન લેવાની જરૂરત નથી, પણ હાલના મલક સાહેબનું જે વેળા મુંબઈ જવું થાય છે તે વેળા તે મકાન પોતાનાં ઉતારા તરીકે કામમાં લે છે તથા મુલાકાત લેવા આવનારને પણ સવળ પડે છે. કોઇક વેળાએ મલક સાહેબ બીજે ઠેકાણે પણ ઉતારો લે છે. જેમ વખતને અનુસરતું હોય છે તેમ પોતે કરે છે.

આ બધા Institution ની માલીકીના મકાનોના ફોટોઝ ઉપરાંત ઉમરેડ ગામ જે ઇન્સ્ટીટયુશનનું માલ ગુજારી ગામ છે જેનું થોડુંક વર્ણન હવે પછી આપવામાં આવ્યું છે, ત્યાં પણ Institution નાં માલીકીના મકાનો છે તેના ફોટો આપવામાં આવ્યા છે. આ મકાનો હોવાને લીધે પ્લેગ, કોલેરા જેવા Epedemic ના સમયમાં members ને જગ્યાની હેરફેર કરવા ઘણા કામ લાગે છે. વળી ઉમરેડ ગામમા લાઇબ્રેરી તથા રેસ્ટ હાઉસની પણ બાબતો આવી છે એટલે તેના પણ ફોટોઝ સાથે લાગ્યા આપવામાં આવ્યા છે.

Photo. No. 26. ઉમરેડ ગામમાં ભીવાપુર રોડ પર Institution ની બ્રાંચ શોપ છે તે Institution ની માલીકીનું છે. એ મકાનને વજહે શોહરત નામ આપવામાં આવ્યું છે.

Photo. No. 27. આ બંગલાનું નામ Malak Villa છે. આ બંગલો ઉમરેડમાં આવેલો Institution નો છે. તેનીજ તરફથી બાંધવામાં આવ્યો છે. મલક સાહેબ તથા તેમના ફેમીલીને જવા આવવા માટે કામમાં આવે છે બંગલાના બંને ઉપલા બાજુમાં Terrace દેખાય છે પણ તે monsoon માં Leak કરવાથી તે પર હાલ છાપરાઓ નાંખી Rooms બનાવી લેવામાં આવ્યાં છે.

ઉમરેડમાં પણ ૧૫ એકર જમીન છે જેમાં ખેતી તથા બગીચો છે. આ જગ્યા અને મકાનમાં વેળા વેળી ચીફ કમીશનર, કમીશનર તથા સરકારી નાના મોટા ઑફીસરો આવે છે પાર્ટી જલસાઓ થાય છે. આ મકાનને લગતી જગ્યામાં એક Tennis Court મલક સાહેબે પોતાને ખરચે બનાવી છે. તેનો કારભાર

ચલાવવા અર્થે એક કમીટી નીમવામાં આવી છે જેના President મલક સાહેબ અને Court નું નામ Malak Tennis Court રાખવામાં આવ્યું છે,

Photo. No. 28. આ મકાન ઉપલાજ કમ્પાઉંડમાં આવેલું છે જે દારૂસ સુરૂરને નામે ઓળખાય છે. એ મકાન ઉમરેડના ગામના Manager, દુકાનના Manager, ખેતી ખાતાના ઓફીસરો વગેરાને રહેવા સારૂ છે.

જે જગ્યા અને કમ્પાઉંડમાં ઉપલા ત્રણે મકાનો, બગીચો ખેતી ઇત્યાદી આવેલા છે તે બધી જગ્યાનું નામ શોહરત રાખવામાં આવ્યું છે.

Photo No. 29. આ મકાન Malak Rest House ને નામે ઓળખાય છે. Present Mr. Malak એ આ મકાન ભલા સારા લોકોના ઉતારા અર્થે બનાવી furnished કરી મ્યુનીસીપેલીટીને અર્પણ કરી દીધું છે. એ મકાન સને ૧૯૦૭માં બાંધવામાં આવ્યું છે.

Photo. No. 30. આ મકાન ઉમરેડ મલક લાઇબ્રેરી નામની નાની જેવી પણ સુંદર બીલદીંગ છે. આ બીલદીંગ ચોપડીઓ સરસામાન ફરનીચર સાથે Present Mr. Malak એ ઉમરેડ ગામના લોકોના ઉપયોગ અર્થે Manage કરવા સારૂ મ્યુનીસીપેલીટીને અર્પી છે.

આટલી જગ્યાઓ ખુદ માલીકી હોવા છતાં પણ એટલામાં ગુંજાએશ નહી થવાથી લગભગ માસીક રૂ. ૧૫૦ ના ભાડાની જગ્યા ભાડેથી રાખવામાં આવી છે અને Stables ( તબેલા ) ખુદની માલીકીના છે. કે તે સીવાય નાના નાના ગોડાઉનના લાયકના કેટલાએક મકાનો ખરીદયા છે. તથા ૧૦-૧૨ મકાનો ભાડેથીબી રાખવામાં આવ્યા છે તેના તો Photos પણ લઇ શકાયા નથી છત્રીની દુકાન તથા fruit-shop નો photo પણ નથી Cloth Department તથા

Medicine Department ની arrangement Itwari Head quarters માજ કરવામાં આવી છે.

તે સીવાયના બીજા મકાનોમાં મસજીદ સીવાય સઘલા Members (મેંબરો) માટે quarters (રહેવાસ) છે. ઇમારત પાછળ ખર્ચાએલા રૂપિયામાં કોઇને શક છે તો આ Photos થી ખાતરી થાશે. બલકે અગર બરાબર ધ્યાનથી દેખશે અને તપાસશે તો એટલા કીફાયત કામમાં એવી બીલડીંગો બની છે તેમાં પણ Institution ના આગેવાનની કુનેહ અને કર કસરની દલીલ માલુમ થશે.

મેહદીબાગનો Compound (કંપાઉન્ડ) કરીબ ૧૫ એકર ઝમીનનો છે તેમજ ઉમરેડની જગાનો Compound પણ કરીબ કરીબ તેટલોજ છે Mahdi Bagh compound માં બે ભાગ છે. જગા શુરૂઆમાં લીધી હતી તે ત્રણ સાડા ત્રણ એકરનો તુકડો છે જેનો કાંમપાઉન્ડ જુદો છે અને બાકીની જગાના કાંમપાઉન્ડ fence, (વાડ) કરી લેવામાં આવી

**મેહદીબાગ બગીચો.**

છે ઉમરેડમાં તેમજ છે. જે ત્રણ સાડાત્રણ એકર ઝમીન છે, તેમાં મકાનોના વચમાં વચમા બગીચો છે કે જેનો થોડો થોડો દેખાવ Photos મા આવી ગયો છે બરાબર તેનો Photos લેવા બની શકે તેમ ના હતું. તેમ બીજા બીજા મકાનો આગલ પણ છોટા મોટા બગીચા છે. ખાસ નોંધવા લાયકની વાત આ છે કે Mahdi Bagh (મેહદીબાગ) બગીચામાં કોઇ trained માલી નથી. તેના અફસરો Members (મેમબરો) છે બગીચામાં વધુમાં વધુ કામ બજાવનાર અને હીસસો લેનાર લેત મી૦ મલકના ભાઇ સાહેબ છે કે જેવણને તે ખાતાંને લગતો કામોનો કુદરતી શોખ હોવાથી તથા તે તરફ વળાણ હોવાથી તે બગીચાની નામવરી અને ખુબીનો સેહેરો તેમના સરપર બંધાય છે. late Mr. Malak ને બગીચા અને ખેતીનો ખરેખરો કુદરતી શોક હતો તે તેમના નાના ભાઇના ઓધે ઉતરેલો છે શુરૂઆમા તો Members ની મદદથી કામ ચાલતું હતુ પણ હાલમાં મઝદુરોથી કામ લેવામાં આવે છે છતાં થોડા સાલો પર અત્રે નાગપુરમાં flower show (ફુલોનુ પ્રદરશણ) December માં ભરાયું હતું તેમાં



Photo No. XXV.

મેહદી બાગ શૉપની સપ્લાઈ એજન્સી મુંબઈ ખાતે = સીતારામ બીલ્ડીંગ્સ.

જુઓ પાનું ૧૨૯. ફોટો લીધો ઈ. સ. ૧૯૦૮.

Competition (હરિફાઇ) માં એ બગીચો ઉતર્યો હતો. પહેલી સાલમાં Government Gardens ( સરકારી બગીચાઓ ) સાથે તેમાં First Prize (પેહલું ઇનામ) Crotons (ક્રોટન) માં Second Prize Ferns (બીજા દરજાનું ઇનામ ફરનસ) માં અને Second Prize Agricultural (બીજા દરજાનું ઇનામ ખેતીની ચીઝોમાં) માં મેળવ્યું હતું અને બીજા સાલમાં Private gardens (ખાનગી બગીચાઓ) સાથે Competition (હરીફાઇમાં) ઉતર્યા હતા. અને નીચે મુજબ પ્રાઇઝ Prizes ઇનામો મેળવવા શક્તિવાન થયા હતા.

**ફ્લાવરશોમા મળેલા ઇનામો.**

1st prize Crotons 2nd prize Annual
2nd ,, Cutflowers 2nd ,, Palms
2nd ,, Knolkhol 2nd ,, Cabbages
2nd ,, Vegetable Dalli, Special prize in cut-flowers arrangement.

**ધર્માદા દવાખાનું બાહેરવાળાઓ માટે પણ ખુલ્લુ**

Dispensary, બાબે એમ છે કે તે Inmates of Mahdi Bagh, (મેહદીબાગના રહેવાસીયો) ના માટેજ છે એટલુંજ નહીં પણ out-siders, (બાહેરના લોગો) પણ તેનો લાભ લઇ શકે છે, કારણકે તેને તેઓ માટે ધર્માદા દવાખાનું Charitable Dispensary, તરીકે open, ખુલ્લી રાખેલી છે અને તેનો તેઓ સારો લાભ લે છે નઝદીકના તેમ દુરના લોગો પણ આવે છે એ Mahdi Bagh Dispensary, (મેહદીબાગ દવાખાનું) નો દેખાવ હાલના Show and Fuss (ધામધુમીઆ) ના ઝમાનાની Dispensary ઓ સાથે સરખાવતા કશી બીસાદમાં નથી, પણ તેમાં જે સંગીન કામ થાય છે તે Institution ના Infancy, (બાલ્યાવસ્થા) ના પ્રમાણમાં સરખાવતા ઘણું સારૂ અને સંતોષકારક છે તે Dispensary Bombay Universityના L. M. & S. ના Diploma—holder conduct (દવાખાનુ મુંબઇ યુનીવરસીટીના એલ.

એમ. એન્ડ. એસ. ની દાગરી મીલાવસ્માર સાહેબ) કરે છે, અનેડાકટર સાહેબ જેઓ સાહેબનું નામ Dr. Liva-e-Haq Abbasali (ડા. લિવાએહક—અબ્બાસઅલી) છે અને મુંબઇમાં કોટમાં ગનબાવાના કુવા આગલ oilman-stores ની દુકાન રાખનાર વોહરા મી૦ અલીભાઇ શમશુદદીનના સાહેબઝાદા થાય છે તથા ગનબાવા લેનમાં વોહરા Dr. Musakhan ( ડા૦ મુસાખાન ) Ebrahim ના Grandson, (પૌત્ર) થાય છે. તેઓ આ મેહદીબાગ Institution (ઇનસટીત્યુશન)ના Members (મેંમબરો) માટે મુકદદમ તરીકે તથા તે Members (મેંબરો) ના Leader (આગેવાન) સલાહકાર અને ખેર ખવાહ તરીકે જેને દીનદારીની ઝબાનમાં કહીએ તો Head priest મોટા મુલ્લાજી તરીકે Institution (સમાજ) ના સ્થાપકો late Mr. Malak (મરહુમ મી૦ મલક) અને present Mr Malak (હાલના મી૦ મલક) બેઉ સાહેબોએ Nominate (કાયમ) કીધેલા છે એટલે તેઓના જેવા બીજા ખરા ખેરખવાહ ડાકટર મળવા કઠણુ છે. તેવા ડોકટરની સારવાર હેઠળ મેહદીબાગમાં રહેનારાઓ છોટા અને મોટા માટે તથાતેમના ગુણદોષ ભલા અખલાક નેક ખેરખ્વાહી ઉમદા ખ્યાલો તથા જે ધોરણનું તેઓ સાહેબ એ ડૉકટરી જ્ઞાન અને practice (મહારત) મેળવી છે તેના medium થી બાહેરના લોકો યાને patients (દરદીઓ) ફાયદાઓ લે છે. તેઓ સાહેબની નેચરલ તેનડનસી (Natural tendency) સ્વભાવીક વલણુજ એવી છે કે ઝાહેરમાં Show (દેખાવ) બતાવવા કરતા ઘણી સાદગી ચુપકીદી અને છુપા રહી કામ કરવાની અને કામ લેવાની કુદરતી તબેઅ હોવાથી તેમની Dispensary ની ઝરૂરી અશયાઓ હથીયારો ઓઝારો Instruments સઘલા અથવા જેટલા બની શકે તેટલા મંગાવી લેવાને વારંવાર જણાવવા છતા તેઓ અત્રેના Local, (સ્થાનીક) ઓજારો બનાવનારાઓથી પોતાના ઝરૂર જોગા Instruments. બનાવી લઇ કામમા લે છે તથા જેમ બીજી ત્રીજી Dispensaries માં મોટા મોટા બાટલાઓમાં Aqura pura (ચોખું પાણી) and Camphor Water (કપુરનું પાણી) Coloured water રંગીન

પાણી ) ના શીશાઓ અને Decanter સુરાહીના Decanters ભરેલા હોય છે તે સઘળાને એ સાહેબ Humbug (ઢોંગ) કહે છે અને Hate ( ધીક્કાર ) કરે છે અને તેજ સબબે તે સાહેબની Dispensary, માટે Decent Looking building ( સુંદર દેખાવનું મકાન ) પણ બનાવી આપી શકતા નથી. તેઓ સાહેબ એક ડોકટરની શું ફરજ છે અને કેટલી responsibility (જવાબદારી) તેના સર છે તથા તેની ભુલ અને ગફલતથી Patients ને થતા નુકસાન માટે ખુદાને ત્યાં

Medical Men's Duty

કેટલા ગુનેહગાર છે તેનો ખરેખર ભાસ અને ખયાલ તેમને હોવાથી તથા તેઓ સાહેબના ખયાલો કે Doctors ( ડાકતરો ) ને fee તરફ મુતલક ખયાલ નહીજ રાખવો જોઇયે પણ પોતાને જે ખુદાની ઇનાયતથી Natural Gift ( કુદરતી બક્ષીસ ) ને Profession (ધંધા) ને લગતી તાલીમની Cravings ખાહેશ અને તેને Conceive and develop કરવાની શકિત મળી હોય છે તો તે સઘળું સંપાદન કરી તેને તેના વકત પર અને મોકે-અસર ખરચવું અને કામમાં લેવું તે તેને માથે ફરજ છે, તેનો ધર્મ છે અને તે જો ના કરે તો તથા fees (ફી) ના તરફ ખયાલ કરવા જાય છે તો તેના ધર્મને અદા કરવામાં ફરક આવે છે. તેથી થવું તો એમ જોઇએ કે જેઓ Dispensary ની આવક સીવાય Independently સ્વતંત્રપણે પોતાનું ગુજરાન કરી શકે તેવા શખસોએ તેવા નીય્યતના સાથે ડાકતરી શીખી અને મુફતમાં લોગોને સલાહ અને બની શકે તો દવા પણ આપવી, તાકે તેના ધર્મ અને ફરીઝતને અદા કરવામાં કશો ફરક આવે નહી. અને જે ધાર્મીક કામ તેઓએ ઉપાડયું છે ખાલીસ લોગોના ભલા અર્થે તેનો બદલો પણ ખુદા થકી ઘણો સરસ તેઓ મેળવશે. તેઓ સાહેબના Cravings ( આરજુ ) મુજબ ખયાલો અને વિચારો મુજબ નીય્યત અને મકસદ મુજબ બલકે તે કરતાં ઘણું વધારે ભલુ કરવાનું શરીર અને આત્માનું બંનેનું ભલું કરવા જેવું

**Average attendance**

પુણ્યનું કામ તેઓ સાહેબના જીમ્મામાં સપુરદ થયું છે એટલે તેઓ સાહેબે ઘણી અને પુરી ખુબી સાથે બજાવવામાં પાછળ પડશે નહી એવી પુરી ઉમમીદ કરવામાં કશું ખોટુ નથી. Mahdibagh Dispensary નો લાભ રોજ બરોઝની average કાઢતા સારી ગણત્રીના આદમીઓ લે છે અને કોઇ બીમારીનો ઝોર અને ગલઓ હોય છે તેમજ કોઈ Epidemic disease (ફાટી નીકળતા રોગ) ફાટી નીકળે છે તે વકતે તો number (સંખયા) માં ઘણો વધારો થાયછે.

**Arrangement for Indoor patients.**

તે Institution મેહદીબાગ Compound માં આવેલું છે અને Mahdi bagh માં Members પોત પોતાના બૈરા છોકરા સાથે રેહતા હોવાથી તથા કમપાઉન્ડ almost secluded (લગભગ એકાંત) સઘળાઓ છુટથી હરફર કરે છે એટલે બાહેરના લોગોને Indoor patients (અંદરના દરદીઓ તરીકે) ને રાખવાનું મુકરર કીધું નથી છતાં in cases of Emergency (કોઇ ગાહબગાહ એવો બાહેરનો બીમાર આવી જાય છે તો તે માટે Temporary arrangement (ચલચલાઉ વ્યવસ્થા) કરી રાખવામાં આવે છે.

**મુખતસર ખરચમાં મોટું કામ.**

Dispensary (દવાખાનુ) જે કામ બજાવે છે તે દેખતા તથા થએલા ખરચ તરફ દેખતા ઘણાજ કમ ખરચમાં કામ નીભે છે, કારણકે જે રકમ ખરચ તરીકે જણાવી છે તેમાથીજ dispensary ને લગતો કેટલોક સામાન પણ ખરીદવામાં આવે છે તેની Economy (કરકસર) તે ડોકટર સાહેબને આભારી છે.

મરહુમ મી૦ મલકનો એકવડો કામો યાને weak Constitution (નબળો બાંધો) તથા brain work (દીમાગી કામ) પ્રમાણમાં ઝીયાદા હોવાથી

તેઓ સાહેબ શુરૂ શુરૂ નો વકત હોવાથી ૬–૬ કલાક તક મુતવાતીર યાને લગો-લગ થોડી થોડી rest આરામના બાદ દીનના અને રાતના ઘણે ભાગે વાઅઝો લેકચરો અને ઝીકર કરતા હોવાથી હમારા Mahdibagh Institu tion ના Doctor Liva-e-Haq (મેહદીબાગ સમાજના ડાકટર લીવાએહક) તેમજ બાહેરના ડાકટરો પણ એજ ભલામણુ કરતા હતા કે તેઓ સાહેબને bodily exercise (શારીરીક કસરત) લેવી જોઇએ તાકે Equilibrium (સમતોલ-પણું) જલવાઈ રહે તો જોકે પોતે ફાઝલ પડતા

**ઉમરેડગામ ખરીદવાનો સબબ.**

વકતને ન ગુમાવતા નાનુ નાનુ ફરનીચર જેવું કે folding chairs (ખુરસીઓ) tables ટેબલો વગેરે બનાવવામાં કેટલોક વકત રોકતા હતા, છતાં પોતાને ઘોડા સવારીનો શોખ હોવાથી બાઝ બાઝ વકત શેહરમાં ઘોડાપર સ્વાર થઇ ફરવા નીકલતા હતા અને તે વકત એવો હતો કે જેથી એક બે સાહેબોને બાહેર નીકલવું ઘણું દુશવાર હતું કેમકે તે શુરૂઅનો વકત હોવાથી દુશમનીનું બાઝાર ગરમ હતું અને અવરનવર હુમલાઓ થતા રેહતા હતા અને જ્યારે ખુદ પોતે બાહેર નીકલેતો લોગો તે સાહેબને દુશમનીનુ સબબ સમજતા હતા એટલે કે તેઓ સાહેબ જો પોતાના Reformation (સુધારો કરવું) ના કામને ઝાહેરના કરતા તો સાથવાલા પોતાના સગા સનેહીથી જુદા અને અલગ થઈ શકતે નહી તેથી કેમે કરી તે સાહેબનો અંત લાવવો યા ભગાવી દેવા યા ચાલ્યા જાય અથવા પોતાની વાતને છોડી દે તેમ કરવું એ દુશમની કરવાની ખાસ મૂતલબ હતી તેથી કમ અઝ કમ આંઠ દસ ઘોડા તથા બળદ એક બે જોડી રાખતા હતા અને જ્યારે તેમ હતું તો પોતે આ વાતને પસંદ કરતા હતા તથા ડાકટરોએ પણ એ રાએજ પસંદ કીધી હતી કે recreation (દીલ બેહલાવવા) ના માટે થોડા માઈલના ફાસલાપર કોઈ ગામ હોય ત્યાં મકાન લઇ હફતામાં એક વાર યા પખ-વાડીયામાં એકવાર જાવઆવ કરવું તાકે rest and recreation તથા જવા આવવામાં જે Exercise થશે તે બસ છે અને Equilibrium (તંદુરસ્તી)

જલવાશે. આ મતલબથી નાગપુરથી ત્રીસ માઇલપર રામટેક તેહસીલ છે ત્યાં કોઇ મકાન ભાડે લઇ જવું આવવું થતું હતુ હફતામાં એક દીવસ તાતીલનો રાખેલો હોવાથી તો કોઇ કોઇ વકત એક રોઝ માટે તથા બે દીન માટે જવું થતું હતું એમ બે અઢી વરસ ચાલ્યું પછી ત્યાં મકાન ખરીદી લઇ રેહવાનું નક્કી થયું હતું તે મેહલ્લો હિંદુઓનો હોવાથી મુસલમાનોને તેમાં રહેવા દેવા ના ગવારા ગુઝરવાથી તે સોદો રદ કરાવવાપર આમદા થયા. અને આ Institution ના members ને તાલીમજ એવી દીધી હતી કે કોઇની feelings (લાગણીઓ) ને hurt (દુખાવવી) કરવીજ નહીં તેનો સંગીન પુરાવો અને દાખલો બેસાડવા તે મકાન જતુ કીધું તેવા વકતમાં ઉમરેર ગામને રહેન રાખનારની શોધ થઇ રહી છે એમ માલુમ થવાથી તથા રાખનાર પોતે શોધતાં આવી પહોંચવાથી તેની પુરી હાલત સુની તે ખાનદાની માણસ હતા Deshpande family ના ગ્રહસ્થ હતા પણ વકતના મારે કરઝદારી અને તંગીમાં આવી પડયા હતા અને દુઃખપર ડામની કેહવત મુજબ હજી માંગ-નારાઓ જેઓ હીંદુજ હતા તેઓનો તકાઝો જારીજ હતો અને તે સબબે તે નાખુશી સાથે વહેંચવાપર તૈયાર થયા હતા, પણ જો કોઈ હઝાર રૂપિયા ધીરે તો બીજા હઝાર રૂપિયા આપવાને તૈયાર છે અને મજકુર રૂપિયા એક હજારનું ઉઘરાણુ કરી વસુલ કરશે એટલે ત્રણ હજારમાં કરજ પટાવી શકશે અને માલ ગુજારી બચી જશે. આ સુચના સુણુતાનાજ

**લેત મી૦ મલકના હાતીમ દીલનો દાખલો.**

સાથે late Mr. Malak. ( મરહુમ મી૦ મલક ) એ તે વકતની Institution ની તંગ હાલતના સાથ out of sympathy irrespective of caste & creed ( દયાની લાગણીથી જાત નાતનો તફાવત) ના રાખતા રૂ૦ ૧૦૦૦ નહી પણ રૂ૦ ૫૦૦ આપવા કબુલ્યા, પણ અફસોસ કે તે બીચારો રૂ૦ ૧૦૦૦ માંથી રૂ૦ ૫ તું બી ઉઘરાણું વસુલ કરી શકયો નહી. કોઇએ મદદ કીધી નહી અને રૂ૦ ૧૦૦૦ વાળાએ પણ કશું આપ્યુ નહી, તેથી છેલ્લે સરવાળે તેનાથી આ વાત નક્કી કીધી કે જો તને કરઝથી

**ઉમરેઠ ગામ રેહને રાખ્યું.**

છુટીજ જવાનું છે તથા ઉઘરાણા વગેરેથી વસુલ કરવાની ઉમમીદ છે તો late Mr. Malak (મરહુમ મી૦ મલક) રૂ૦ ૩૫૦૦ માં થોડા વકત માટે રેહન રાખવા તૈયાર થયા અને તે સોદો થયો અને બે અઢી વરસ તક તેમ મામલો ચાલ્યો અને હમો તે ગામમાં મકાન ભાડે લઇ જવા આવવા લાગ્યા, તેટલામાં તે ગામ વહેચાણ આપવા રાજી થવાથી તે રૂ૦ ૭૨૩૪ માં ખરીદયું. તે વકતે સાલ ૧૮૯૮ નો અરસો હતો. તે ગામ ખરીદયા બાદ ગરીબ બીચારો મરણ પામ્યો અને તેનો છોકરો ખાનદાની પણ અભણ હતો જેની ઉમર વરસ ૨૫ ની હશે તેને રૂ૦ ૫ ના પગારે નોકરીએ રાખ્યો. તેને ગામના કામ માટે મુખતાર બનાવવા સારૂ present Mr. Malak (હાલના મી૦ મલક) એ માંગણી કીધી પણ તેને કોઇ વાતની આવડ અને હુશિઆરી ન હોવાથી તે માંગણી કબુલ ના કીધી અને વગર મેહનતની રૂ૦ ૫, ની નોકરી પસંદ કીધી અને થોડા વરસ રહી તે પણ મરણ પામ્યો અને તેના છોકરાઓ જેહમાનો એક ૧૫-૧૭ વરસનો અને બીજો ૧૨-૧૩ વરસનો છે તેને સ્કુલ ખર્ચ માટે રૂપીયા ૪ા ની દર માસે મદદ આપવામાં આવતી હતી તથા બીજાઓના contact (સંબંધ) માં બગડે નહી તેથી સ્કુલના hours (વકત) ના ગેર વકતપર દુકાનપર રેહવા ગોઠવણ કરવામાં આવી હતી. એક છોકરો હાલ બાકી છે તેને તેજ મુજબ મદદ ચાલુ છે.

**ઉમરેઠ ગામની ખરીદી.**

આ આપણી અસલ મતલબથી આપણે ઘણા વેગળા ગયા છે માલ ગુઝાર બન્યા પછી present Mr. Malak એ ગામમાં સર્વજણીક કામમા ઉઘરાણા વગેરેમાં ઘણો ભાગ લેવા માંડયો અને ગામને રોનક મળે તે માટે ૧૩-૧૪ એકર waste land (ઉજડ જમીન) ને હજારો રૂપીયા ખરચી સુધારી decent looking buildings (સુંદર ઇમારતો) બનાવી ઘણા ભાગે બગીચો બનાવી shop open (દુકાન ખોલી) કરી patriarchal duty બજાવી છે.

ઉમરેડ ગામમાં ૧૮૦૦૦ આદમીઓની વસતી છે તથા મ્યુનીસીપાલીતી છે. ગામ ઘણું અચ્છું છે. sanitation (સુખશાંતી) ની બાબતમાં ઘણુ સારૂ છે અને Scenery good (દેખાવ સારો છે Municipal annual income (મ્યુનીસીપાલીટીની વારસીક આમદ) રૂ૦ ૨૫૦૦૦ ના આશરે છે અને નાગપુરથી ૨૯ માઇલ દુર છે B. N. R. વાળાઓ હાલ Narrow guage line (છોટી લાઇન) નાગપુરથી ઉમરેડ થઈ લઇ ગયા છે Goods and Passenger traffic માટેચાલુ છે Umrer માં Tehsildar. Munsiff Veterinary dispensary officers, Local board overseer Forest ranger Police, Sub-Inspector, Excise overseer, Conservancy daroga વગેરે અમલદારો છે. First grade English Middle School તેમ કેટલીક Branch School છે. Girl School પણ ત્યાં છે Urdu Aided School પણ છે જેનો ખરચ Founders of the Mahdi Bagh Institution તરફથી થાય છે. Tuition books and school requisites free આપવામાં આવે છે.

**ઉમરેડ ગામની તવારીખ**

**ઉમરેડ ઉરદુ મદરસાની ઝીકર.**

Present Mr. Malak નાગપુરની Anjuman Middle School જેને હાલ થોડો વકત થયો High School Classes add કરી Hight School Government ની permission થી અને Grant થી કીધી છે તેના President મુકરર થયા છે તે School funds આગળા વર્ગોમાં મદદ કરવા ઉપરાંત કંઇક અને વકત દર વકત કરતાં રહે છે.

**અનજુમન સ્કુલ અનજુમનના પ્રેસીદંત.**

આ મુજબ ઉપર ટપકેનું ટુંક ટુંક વર્ણન આપવા બાદ હવે Members (મેંમબરો) નો થોડાક અહેવાલ આપી આ લખાણુને ખતમ કરીશું.

મરદોમાં કેટલાકો એવા હોય છે કે તેઓને ખાવા પકાવવાની કશી

આવક હોતી નથી તેથી બીજાઓનાં આધારે તેઓને રહેવું પડે છે અને તે સબબે સવતંત્રતા સંપુર્ણ પણે જળવાતી નથી. જે લોગોને કે સ્વતંત્ર બનવું હોય અને સઘળી કેફીયતથી પોતાની ઝીંદગી હલકી યાને બોજ વગરની અને સહેલી કરવી હોય તથા ઝીંદગી ભોગવવાની જુક્તિ નમુનાદાર બનાવવી હોય તો ખાસ કરી રાંધતા પકાવતા જાણવાની ઘણી જરૂર છે, તેથી founder of the Institution એ એહવો rule જારી કીધો હતો કે વર્ષો વર્ષ Institution ના કારોબાર માટે ઝરૂરી સઘલા ખાતાઓ મુકરર કરી member માંથી જેઓ જે ખાતાઓ માટે ઉમીદવારી કરે તેનો વર્ષો વર્ષ એકએક વરસ માટે કાએમ કરતા હતા કેજે ખાતાઓની વીગતમાં ઉતરવા પેહલા તેના થોડાકના નામોનું લીસ્ટ અત્રે આપવું ઠીક થઇ પડશે જેમકે

**મેહદીબાગના કારોબારી ખાતા**

Kitchen Department
Clothes ,,
other sundry article Deptt
Dispensary Deptt
**ખાતાઓના નામો**—Garden ,,
Shops ,,
Agricultural ,,
Light ,,
Conservancy ,,
Account Keeping ,, વગેરે

કીચન ડિપાર્ટમેન્ટ ને પેહલે હાથ ધરીએ. તે ખાતા માટે ઉમમીદવારો બે કીસમના થયા હતા. એક તો અફસરી એટલે officer અને બીજા મદદનીસ Subordinates અથવા Assistants. ખાતું જો મોટું હોય તો બે ચાર અફસરો સાથે મળીને ઉમમીદવારી કરતા જોકે Kitchen ખાતા માટે ત્રણ અથવા ચાર સિવાય કામ ચલી શકે નહી. ઉમમેદવારોની ચુટણી by rotation

(વારા ફરતી) કરવામાં આવતી તેમાં આ પણ દેખવામાં આવતુ કે તેઓમાનો કોણ લાયક તે કામ માટે અથવા તે કરવા યોગ્ય છે એક બે અફસર પુખતા પાવરદા કે જેથી કામમાં અડચણ ના આવે અને એક બે કચ્ચા કે જે તજરૂબો હાંસીલ કરી શકે અને વાકીફ બને. તેવી રીતે અફસરોની સાલ ૧ માટે નેમણુંક કરવામાં આવતી હતી. તેમના હાથ નીચે બે ચાર

**Kitchen Deptt**

મદદનીસો નરદોમાંથી તેમ બૈરાઓમાંથી ૬-૮ મદદનીસો મુકરર કરવામાં આવતા હતા, જેઓમાં પણ બે ત્રણ પુખતા પકાવતા જાણવા લાયક તથા ચાર પાંચ નાની વયના બચ્ચાઓ જેમકે ૧૪ વરસના ઉપર અને ૨૦ ના અંદર તાકે જેઓને પકાવતા શીખવવાની ઝરૂરત હતી. તેઓને મરદો અફસરોમાંથી કોઈ એક બાહેરથી સામાન અસબાબ ખરીદ કરી લાવે અને બૈરાઓ તેને સાફ સુફ ઝાટકી ઝટકાવી કાટી કુટી પકાવવા લાયક તૈયાર કરી મોકલી આપે. બાકીનું બાહેર સઘલુ રંધાઇ તયાર થાય તથા વકત પર ખાણુ સઘલાને

**ખાણાના અવકાતો.**

પીરસવામાં આવે. વકત ને અનુસરતુ દેખી પકાવવા માટે બાવરચીઓ પણ રોકવામાં આવે છે કે ઘણા ખરાઓ કામકાજમાં ગુથાતા હોવાથી તેમ ઘણા ખરા બાહેર પણ જતા આવતા હોવાથી સવારના વકત સીવાય સઘલાના જમા થવામાં મુસ્કેલ આવે તેથી સવારના કલાક ૭ અથવા ૭ાા જેમ લાંબા ટુંકા દિવસ હોય તેના પ્રમાણમાં ખાણાનો વકત બપોરે એક વાગે, ચાનો વકત તથા રાતના ૭ાા નો વકત ખાણાનો રાખવામાં આવતો હતો.

ખાણાની કેફીયત એ હતી કે એક ૪૦'×૨૪' પહોલો હોલ હતો જેમાં મરદો બચ્ચાઓ તથા ૨૦-૨૪ નો રૂમ હતો તેનાજ પાસે લાગીને જેમાં દરમીયાન દીવાલમાં જાળીઓ દરવાજા હતા જેથી connection બાકી રહે તથા મોટા હોલમાં મરદોમાં જે વાત

**ખાણાના વકતની કેફીયત**

થાય. ન્યુસ પેપરો વંચાય ઝીકર થાય તે બૈરાઓ પણ સુણી શકે. અલગરઝ એવી રીતે ખાણુ લેતા



Photo No. XXVII.

જુઓ પાનું ૧૨૯.　　મલક વીલા (ડુમરેર.)　　ફોટો લીધો ઈ. સ. ૧૯૦૮.

કે જેથી એકજ સફરા પર સઘળા ખાણુ લે. તેમ થતું ફરક માત્ર એટલો કે મરદો અને બૈરાઓ વચ્ચે જાળી અને પરદો હતો કે જેથી ચેહરા ખુલ્લા માલુમ ન થાય. ખાણુ શુરૂઅ થાવા પેહલા તેમ તે બાદ ઝીકરો મુતફરરીક યાને પરચુરણ અવરનવર થતી રેહતી હતી, તાકે બાહેર ગામમાં અને દુન્યામાં શું થાય છે તેની સઘલાને ખબર રહે તથા એક વાગે ચા બાદ ન્યુસપેપર વાંચી જવામાં આવતા હતા. મુંબઇ સમાચાર સાંજ વર્તમાન વગેરા પેપર ગુજરાતીમાં પ્રગટ થતા સારી ખબરોનો સમાવેશ કરતું હોવાથી તેમ રોઝિંદું હોવાથી તેજ અકસર વંચાતું હતું.

ખાણાની બેઠકની કેફીયત ગોલ્ સરકલમાં ૬–૭ આદમીયો મોટા તેમ છોટા બેસી મોટા તાંબાના ૨॥ થી ૩ diameter ( વ્યાસ ) ના ખુમચામાં ખાણુ લેવામાં આવતું હતું તેમજ ખાણુ ખવડાવવા માટે યાને ખાણું Serve ( પીરસવા ) કરવા માટે એક બે મોટાની રેહબરી હેઠલ થોડા જવાન વયના છોકરાઓને અવરનવર તથા બઇરિઓ માટે એક બે બૈરાઓની રેહબરી હેઠળ અવરનવર જવાન વયની છોકરીઓને મુકરર કરવામાં આવતી હતી. બીમાર લોગો માટે ખાણા પીણાનો જુદો બંદોબસ્ત થતો હતો. પહરેઝી ખાણું કાંજી સરવો જેમ Dr. Saheb વકત દર વકત prescribe કરે તેમ વકતો વકત પહોચાડવામાં આવતું હતું. આ ખાતાના ખરચ અર્થે પહેલા આઠ વરસનો એવરેજ ખરચ સાલયાના રૂ૦ ૩૭૫૦ નું હતું જેનો માસીક ફાળો રૂ. ૩૧૨–૩–૦ આવવા જતો હતો. બીજા નવ વરસના હફતાનો એવરેજ સાલ્યાના ફાળો રૂ. ૪૫૩૨, નો યાને માસીક રૂ. ૩૩૦–૮–૦નો થવા જતો હતો, જેથી હર શખશ દીઠ ફાળાના રૂ. ૨–૧–૩ તથા રૂ. ૨–૮–૫ પાઇ પડવા જતા હતા જેમ જણાવી

**બૈરાઓનું ખાણું અને તેની કેફીયત.**

**બીમાર માટે ખાણાનો ઇનતીઝામ.**

**ખરચનું અવલોકન.**

ગયા છે તેમ ખાણામાં બીજા અને ત્રીજા વરસમાં સાત દિવસમાં બે વકત મીઠાઇ યાને હલવા વગેરે બનતા હતા તેમ સાત દીનમાં ત્રણ વકત સવાર સાંજ ગોશ તેમ બાકીના દીવસોમાં ચાવલ, દાલ, રોટલી, અને મોસમી હરી તરકારી એ સરવે પાકતું હતું. હીસાબનો ત્રીજો ભાગ બનાવ્યો છે અને આપ્યો છે તે વકતના લગભગ શુરૂઅથી સમાજના બૈરા મેમબરો તથા છોકરાઓ ખાણુ પકાવવામાં આળસુ થવાથી તથા સઘળાને માથે પડવે બરાબર શીખે તે માનાથી તેમ મરકી વબા અને Cholera વગેરે Infectious epedemic નો ગલબો હોવાથી થતા મોટા નુકશાનથી બચવા બચાવવા તથા leadersની responsibilities કમ કરવાની માઅનાથી આગળી નહેજ બદલી કુટુંબ કુટુંબ જુદા મુકરર કરી તેમના ખાણા પીણા જુદા કરવા હક બક્ષ્યો છે અને તેઓને ખરચ માટે adult દીઠ રૂ. ૧૦ childeren between ten and fourteen years રૂ. ૬ તથા Below 10 રૂ. ૪ વઝીફાના આપી ખાધા પીધા કપડા લત્તા તથા બીજી ઝરૂરીયાતો તેઓ પુરાવી લે તેમ સગવડ કરી આપવામાં આવી હતી અને આ ઇતીહાસ લખતી વકતના ૪ સાલ અગાઉથી પાછા પેહેલાની રીતને ધારણ કરવામાં આવી છે તથા તેઓનું ખાણું પીણું સાથેજ થાય છે.

**બીમારીના સબબે કરવો પડેલો ઝરૂરી ફેરફ.**

આવો બંદોબસ્ત થવાથી જે જે પોતાને કામો સપુર્દ થયા હોય છે તે પુરી રીતે કરી શકાય છે. ખાવાના વકતપર સુફ્રાપર હાઝીર થઇ હાઝર થએલા તઆમને યાને ખાણાને ઇનસાફ આપી પાછા પોત પોતાના કામે વળગવું બની આવે છે. ચુલા ચક્કીની કશી ફીકર રેહતી નથી.

**સાથે ખાવામાં સવળતા.**

Clothes Department. આ Department માટે પણ અફસરો અને મદદનીસો મુકરર થતા હતા તે અફસરો મદદનીસો જરૂરી કાપડ બજા-રમાંથી ખરીદી લાવી છોટા મોટા માપ મુજબ વેતરાવી સીવડાવી members ને આપતા હતા. ઇમકાન હોય તો દરજી પાસે વેતરાવતા અતે સીવડાવવામાં

આવતા, અગર નહી તો members માંથી ખાસ કરી બૈરીઓમાથી વેતરી તથા સીવી આપતા હતા, તાકે ખરચનો બચાવ થાય.

**લીબાસ ખાતુ.** અને નાના મોટા કપડાં વેતરતા તથા સીવતા શીખી જાય તેઓના ખાતામાં સગવડ માટે હાથનો તથા પગથી ચલાવવાનો સાંચો sewing Machines લાવી આપવામાં આવ્યો હતો કપડાની પસંદગી સસતા તેમ સાદા પણ સારા અને વધુ ટકે તેવા લેવા તરફ હતી, તેમજ હરએક member માટે ૩,૩, જોડ કપડા તો જરૂર નવા સાલોસાલ માટે તેમ કરવામાં આવતું હતું. તેમજ જેઓને બાહેરના કામકાજો કરવા પડતા હતા, બાહેર જવું આવવું થતું હતું તેમ બગીચા ખેતી જેવી મેહનતના કામમાં ગુથાવવું પડતું હતું કે જેથી કપડા વધારે બગડે તથા ફાટે તેમને તે કરતા વધુ જોર કપડાની સગવડ કરી આપવામાં આવતી હતી. કપડામાં મરદો માટે.

| | | | |
|---|---|---|---|
| | ૨ ફેટા, | ૨ દુપટ્ટા. | ૨ તુવાલ. |
| **લીબાસનું** | ૩ overcoat | ૩ પેહરન, | |
| **ફેહરીસત.** | ૩ કુરતી. | ૨ રૂમાલ, | |
| | ૩ ઇજાર. | ૩ ટોપી. | |

તલાઇ ગોદરા વગેરા રકમો મળતી હતી અને બૈરાંઓ બચ્ચાંઓને તેઓની જરૂરીયાત પ્રમાણે તે મુજબ મળતી હતી Members

**ડયુટી શોપ.** ને તેઓની સગવડ પ્રમાણે લેખી માગણી કરવાથી કપડા તલબ કીધેલા મળતા હતા, જેમ એક Duty shop હોય તેવી રીતે, પણ ફરક એ કે સર્વેને free મળે. હાલમાં તેઓના પોતાના વઝીફામાંથી કપડા વગેરેનું કરવું પડે છે,

પેહલા આંઠ સાલમાં કપડાનો એવરેજ સાલયાના ખરચનો ફાળો રૂ ૬૭૫-૫-૦ તથા બાદના નવ સાલમાં રૂ. ૨૨૧૮-૪-૦ના સાલનો ફાળો આવે છે અને છેલ્લા આઠ સાલમાં તો એમાં ઘણોજ વધારો થયો છે, કે જેનો

**લીબાસના ખરચનો ફાળો.**

સબબ આ છે કે દુકાનો વગેરા વધવાથી ઘણા Members બાહેર જાવઆવ કરે છે તથા લોગોના સમાગમમાં વધુ અને વધુ આવતા જતા હોવાથી તેઓના મુકાબલા પર ઉતરવામાં ફરક ના આવે તે પ્રમાણે સંજોગોના અનુસરતા થવા માટે તેવું કરવામાં આવે છે.

**બાહેર જવા આવવાનો ડ્રેસ.**

હંમેશા બાહેર જવા આવવાનો Dress નો ખ્યાલ Photo ના લીબાસ પરથી આવી શકાશે. કાંઈ ખાસ તે ટાંકણા માટે અચ્છા બનાવ્યા યા પહેરાવ્યા ન હતા અને મામુલી રાત દીવસ ઘરમાં પેહરવાના લીબાસનો ખ્યાલ બીજા મકાનોના Photo માં બાઝ છોટા મોટાના લિબાસ પરથી માલુમ થાશે.

**ચીલ્લર હુવાએજ.**

Other sundry articles માં જેવા કે સાબુ બૈરાંઓના કામમાં પડતા સરવે જાતના વસાણા, માથામાં નાખવાનુ તેલ, નીખયા કાંસકી stationery સપાટ (ચાખરી) પાવડી છત્રીઓ વગેરે રકમો આવી જાય છે તે માટે પણ એક ખાતું રાખી સરવેની ઝરરીયાતો ત્યાંથી પુરી પાડવામાં આવતી હતી. આ ખાતામાં બૈરાઓ ઘણા ભાગે ભાગ બજાવતા હતા.

**બગીચાના અમલદારોની નેમણુક વગેરા.**

Garden ખાતું આ ખાતામાં અફસરની નેમણુંક એવી રીતે કરવામાં આવતી હતી કે જેથી બગીચાનું કામ તે ખુદ કરે અને માણસોથી કામ લઇ શકે તેમજ માતેહત યાને મદદનીસોને એવી રીતે આપવામાં આવતા હતા કે તેઓ પણ બગીચાનું કામ શીખી શકે અને અફસર તેઓને શીખવે બગીચામાં કોઇ માલી તરીકે શુરના થોડા વરસ બે વરસ સીવાય કોઇને રાખ્યો નથી, છતા એ બગીચો બીજા ગામના private and Government બગીચાના સાથમાં competition માં ઉતરી ઇનામો મેળવવા શકિતવાન થયા છે તેની ઉપર વીગત આપી ગયા છે. વળી



Photo No. XXVIII.

જુઓ પાનું ૧૩૧. હારસ સુરર (ઉમરેર.) ફોટો લીધો ઈ. સ. ૧૯૦૮.

જણાવવા લાયક વાત તો એ છે કે ઝનાના બગીચો પણ થોડા વકત માટે લગાડવામાં આવ્યો હતો. તે બગીચામાં બેરાઓ મુકરર થઈ કામ કરતા હતા. મકાનોની પછવાડેના compound માં તેઓ ફુલ ફળના ઝાડો તથા તરકારી લગાડતા હતા. તાકે સ્કુલના વિધ્યાર્થીઓને તે કામ શીખવામાં આસાન થતુ હતું.

**દુકાનોની અફસરી.** Shops આ ખાતાનો વહીવટ પણ એજ મુજબ અફસરો મદદનીસોની હ૫ પર ચાલે છે હાલમાં અફસર એક છે તથા મદદનીસો કરીબ સઘળી દુકાનોમાં ૩૫–૩૬ હશે. દુકાનોના ભાગો કરવામાં આવ્યા છે.

Fruit Shop, Cloth Shop, Umer Shop, medicince Dept, Umbrella Dept, Ujjain Branch, Branch in Sader and Sitabuldi, ઉપલા ખાતા જુદા છે, જ્યારે Itwari Shop તેના

**માતેહત ખાતા.** માતેહત sitabuldi Branch, Sadar Branch, તથા umbrella Branch છે Medicinc Branch માતેહત છે ખરૂ પણ તેનો હીસાબ જુદો રહે છે.

જુદી જુદી દુકાનોના આમદનો સામટો સરવાળો વરસ ૯ માં લઈ તેનો ફાળો પાડીએ તો સરેરાસ વેપારની આમદમાંથી સાલયાના આમદ રૂ. ૨૬,૫૦૫ ની થવા જાય છે. દુકાનોનું ખરચ ઘણું બહોળું છે. ૨૫–૩૦ મદદનીસો તેટ-

**દુકાનનો વેહવાર અને હીસાબ.** લાજ નોકરો પગારદાર રૂ. ૩૦ થી ઉતરતા ૧૨ નો છે જોકે જે આમદ બતાવી છે તેમાં members નો પગાર કશો લગાડયો નથી. તેઓએ ગોયા મફત કામ કીધું છે તેમ લેખાય છે અગર તેઓની તનખા પગાર લાગુ કરીએ તો આશરે વાજબી પગાર પકડતા માસીક રૂ. ૧,૪૦૦)ના પગાર પેટે એટલે વરસ દહાડે આશરે રૂ. ૧૬,૮૦૦) ની રકમ વધુ ખરચની ઉપડેલી ગણાય.

ખેતી ખાતું. આ ખાતામાં આમદ ઘણીજ કમ માલુમ થાય છે—

Institution ના હસતક કરીબ ૪૦૦ એકરની ખેતી છે તેના પ્રમાણમાં આવક ઘણીજ કમ છે આટલા વરસોના અરસામાં આટલી આમદ કશા બીસાદમાં નથી. એ ખાતામાં ઉંમરેડ અને નાગપુરમાં મળી ૬, ૭, members રૂકે છે તે ઉપરાંત કાંઈ ૩૦ નોકરો જાથુક પગાર પર રાખવા પડે છે. ૩૦ જોડી બળદ ખેતી માટે પાલવી પડે છે. એ વગેરે ઘણો સો ખરચ કરવા છતાં આમદ દમજાન જેવી નથી. ઉમરેડ ગામમાં કરીબ ૩૩૫ એકર તથા નાગપુરમાં કરીબ ૬૫ એકરની ખેતી છે.

**ખેતી ખાતુ.**

Light નું પણ ખાતું છે. મકાનોના ગેર બગીચામાં કમપાઉન્ડમાં કરીબ ૯, ૧૦ ફાનુસો લાગે છે, તથા બે કીતસન લાઈટ લાગે છે. વળી ગેસલાઈત પણ છે. એનજીન અને પાવર હાઉસ છે, જેથી ૩૫ લાંમ્પ લાગી શકે છે અને વાર તેહવારના દહાડે તો તે ફાનુસોની ડબલ ગણત્રી લગાડવામાં આવે છે તથા સર અવસરે રોશની Illumination થાય છે તે જુદું. પેહલે લાઈટ ખાતામાંથી મકાનોની લાઈટ સારૂ તેલ પુરાવવામાં આવતું હતું પણ તે બાદ હાલ તેઓ પોત પોતાનાં વઝીફામાંથી કરી લેછે.

**લાઈટ ખાતુ**

Conservancy આ ખાતા માટે એક scavanger પગારદાર રાખી લીધો છે તથા એક બીજાને પણ ઉધડુ આપી કામ લેવામાં આવે છે. પગાર રૂ ૧૬ તથા બીજાને રૂ ૮ મળી રૂ ૨૪, આપવામાં આવે છે તે ખાતાની દેખરેખ માટે અફસરો મદદનીસો મુકરર થાય છે તથા ઘટટી દેખરેખ કરે છે.

**સફાઈ ખાતુ**

કપડા ધુલાઈ માટે એક ધોબી તથા તેના બે મોટા છોકરા છે તેને રાખી લીધા છે. તેને પગાર પર નહી પણ કપડાંની ધુલાઈ પર હીસાબ ચુકાવવામાં આવે છે. ઇસલાહ માટે પણ હજામને રાખી લીધો છે. તે ઘણો જુનો અને વફાદાર છે, તેમ ધોબી અને મેતર પણ જુના વફાદાર નોકરો છે.

પેહરા પર ૫-૭ આદમી અવર નવર રહે છે. સર્વથી મોટો જુનો અને ભરોસાદાર સુબારામ છે જે retired pensioner છે. Military Deptt માં તેની service હતી. રાતની વક્તે પહેરાવાળાના સાથમાં members માના

**પહેરો.**

કેટલાક Volantarily પેહરો દે છે અને પહેરો દેતી વખતે કોઇ કોઇ poems recite કરે છે, તાકે પહેરે દેનાર બરાબર પહેરો દે છે કે નહીં તે હર એક કોઇનો માલુમ થઈ જાય. એક જણના પહેરાનો વકત બે કલાકનો હોય છે. તે બાદ બદલી થાય છે. હાલમાં પહેરાનું કામ ફક્ત માણસોથીજ લેવામાં આવે છે.

**વર્કશૉપ.**

Work shop જેવું એક નાનું ખાતું છે. જેમાં કોઇને કાંઇ બનાવવું કરવું હોય તો ત્યાં બની શકે છે.

Account Keeping આ ખાતામાં એક કોઠારી અને એક નાયબ કોઠારીથી કામ ચાલે છે. સર્વે ખાતાઓનો હિસાબ કીતાબ આ ખાતામાં થાય છે દરેક આમદના અને ખરચના ખાતાવાળાઓ દર સાલના આખીરમાં પોતાનો હીસાબ રૂજુ કરે છે અને પેશ કરે છે તથા તે verify થઇ ને જો બરાબર હોય છે તો તે ઉપરથી એક તે Deptt તરફનો રીપોર્ટ તૈયાર થાય છે, જે નવા વરસની પહેલી તારીખે સઘળાને વાંચી સુણાવવામાં આવે છે. આ ખાતુ

**કોઠાર.**

General ખાતું છે ગોયા Secretariat છે. ત્યાંથી સઘળો ઇનતીજામ પઇસાની આપ લે વગેરા થાય છે. અને તે Head Deptt and Chief Dept છે તેના માતેહત સઘતી Deptts છે. અવરનવર શીખવાવાળાઓને મુકરર કરવામાં આવે છે તાકે તેઓ પણ account keeping માં માહેર થાય જે account કે આ સાથે છે તે પણ તેજ Deptt માંથી તઇયાર થયો છે અને સઘળી વીગત અને તફસીલ પુરી પાડી છે.

ખાતાઓનો આ મુજબ ઇંતેઝામ કરવામાં આવે છે.

આ Institution ની ખામીની ઝીકરના કરનારાઓ થકી પણ ખુબીની

ઝીકર થઇ જાય છે અને જે લોગોમાં કાંઈ ઇનસાફ પડયો હોય છે તથા સાદી સમજ (તઅસસુબી વગરની) ધરાવતા હોય છે તો તેઓની ઝીકરોમાંથી ખરૂં ખોટું શું છે તે તરત પારખી શકાય છે અને તેવી રીતે સમજી લઇ પછી આ મંડલીમાં શરીક અને શામીલ થવા માંગે છે, છતા મંડળીના દસતુર અને કાનુન પ્રમાણે તેને શુરૂઅમાં તો મેહમાન તરીકેજ લેખવામાં આવે છે અને ચાર છ મહિના બલકે તેથી પણ ઝીઆદા મેહમાન તરીકે રહી જ્યારે તે મંડળીના સ્થાપક થકી ઇલમ સુણી સમજી ખરા ખોટાનો તોલ કરી સઘળા આજુબાજુના અને ખરા ખોટાના સહી તોર મુકરર કરે છે. જો તે પછી તેની ચાલુ લાગ વળગ અને માંગણી હોય છે તો તે બાદ તેને મેમબર તરીકે Initiate કરવામાં આવે છે અને જ્યારે તેની પાસે કોઇ રકમ રોકડ નાણું અથવા દાગીના કપડા હોય છે તેને સઘળાના લાભ અર્થે Common Funds માં, તે આપે છે તે વખતે તેને અરજી કરવી પડે છે, અને તે મંજુર થવે તે પૈસા દાખીલ હીસાબ થાય છે, અગર મંજુર ન થાય તો, તે તેમના તેમ રહે છે, માલિક કોઈ થતું નથી, તે શખસજ માલીક રહે છે. પણ તે રકમ અરઝ કરવા પછી કોઇ પણ મેમબરને તે રકમ પર કશો હક રેહતો નથી, પછી તે member તરીકે રહે યા નીકળી જાય. તે રકમની વ્યવસ્થા જેવી રીતે તે મંડળીના સ્થાપક કરે તે સરવેને કબુલ મંજુર રાખવું જોઇએ. તે મંડળીના સ્થાપકની કારરવાઇમાં કોઇ દખલ કરી શકે નહી. તે જેમ ચાહે તેમ પઇસાનો ઉપયોગ કરે. ખરચે કોઇને આપે બક્ષિસ કરે જે કાંઇ તેવણ ચાહે તે કરી શકે છે. કોઇ તેમને રોકી શકતા નથી. સરવે મેંમબરોને આ વાતની ખાતરી છે કે તેઓ સાહેબ પોતાના આલ ઓલાદ માટે વંશ જો માટે સંગ્રહ કરશે નહિ, કરતા નથી, કરનાર નથી. ગ્રહણ કરે છે તે Membersના આમ ફાયદા માટે તેમાં બીલાશીકર તેઓ તે સાહેબને કારરવાઇ કરવા દે છે.

**મેહમાનદારી.**

**મેમબરોને Initiate કરવા બાબે.**

**સ્થાપકની સત્તા.**



Photo No. XXIX.

મલક રેસ્ટ હૉઉસ ( ઉમરેર. )

જુઓ પાનું ૧૩૧. ફોટો લીધો ઇ. સ. ૧૯૦૮.

મેહમાનોના તોરપર જેઓ આવી રહે છે, તેમની ખાતરી પુરવક મેહમાનદારી કરવામાં આવે છે, જો કે મેહમાનદારીનો ખચર હીસાબમાં ઘણો કમ દીસે છે તેનો સબબ એ છે કે, શુરૂઆમાં કેટલીક મુદદત તક ખરચ ખાતામાં લખવામાં આવતું હતું. જુદું ખાતું અને હીસાબ તે માટે ન હતો. પણ પાછળથી તેનું જુદુ ખાતું પાડયું તે વકતથી હીસાબ જુદો રાખવામાં આવે છે.

**મેહમાન નવાઝી.**

મેહમાનોમાં વહોરા કોમના લોગો આવે છે. તે ઉપરાંત એહલે ઇસલામ એહલે હુનુદ, તેમ પારસીઓ, અંગ્રેજો પણ આવતા રહે છે. તેઓને ચા, કાફી, સોદા, લેમન વગેરા પાન બીસકીટ આપી ઘટતી કરામત સાથે રવાના કરવામાં આવે છે. મેહમાનોમાં કોઈ કોઇ મેંમબરના રીશતેદારો મળવા આવે છે તો ચાર આઠ દાહાડા તેમ મહીનો ૧૫ દહાડા પણ રહી જાય છે. તેવી રીતે રેહવાને તેમ President અને બીજા સાહેબોથી ઝીકર સુણવાની તેઓ માટે રૂખસત છે.

**વીઝીટરો.**

Members માંથી કોઈ બહેર જાય આવે તો જતી વકતે એક સાહેબ જેમને મુકરર કરવામાં આવે છે તેઓને ખબર કરીને જાય કે હું ફલાણી જગાએ ફલાણા કામ સારૂ જાઉં છું અને ફલાણા વકત પર પાછો આવીશ. આ ખબર રાખવાની મતલબ એ કે કોઈ કયાં ગયું છે, કયાં હશે, કયાં મળશે, કોઇ ઝરૂરી કામના નઝદીક બુલાવી મંગાવવું પડે તો બુલાવી શકાય.

**બાહેર જતી વકતની રઝાની જરૂરત.**

મેંમબરોને પોતાના સગા વાહાલાઓને સાથ રઝાના ખતો લખવા માટે રૂખસત છે તથા આવેલા ખતો જો તેઓ ચાહે તો Head of the institution ને વાંચવા આપે છે. Members માટે જે સરવે બંદોબસ્ત કરવામાં આવે છે તે ઉપરાંત કોઇના માટે ખાસ કાંઇ સંજોગો વચ્ચે બીજો કોઈ પણ પ્રકારનો Special બંદોબસ્ત કરવો હોય છે તો કરવામાં આવે છે.

**Lettersનો બંદોબસ્ત.**

**ખાસ ઇનતેઝામ બાઝ વાસ્તે.**

શાદી, લગન, અદરાવું તે Members માં અરસ પરસમાં છોકરા છોકરી આપ લે થાય છે, તેમાં મા બાપની રીઝામંદી, છોકરા છોકરીની રીઝામંદી તેમ મંડળીના સ્થાપકની રીઝામંદીથી કામ થાય છે. શાદી, નીકાહ, વગેરે કોઇ ખુશીના ટાકણા પર જલસા અને પાર્ટી થાય છે તે વકતે કરી લેવામાં આવે છે. તે માટે જુદો ખરચ કરવામાં નથી આવતો, અને શાદી નીકાહના રસુમો ઘણાજ મુખતસર તોરપર કરવામાં આવે છે. શાદી છોટી ઉમરમાં કરવાને ઉત્તેજન નથી આપવામા આવતું. જેમ શાદી પાછળ બેહદ ખુશી નથી કરતા તેમ મરણ પાછળ Members વધારે ગમ પણ નથી કરતા. પેદા થવાથી શું કરવું જોઇએ છે તે કરવાથી ખુશી, અને ન કરવાથી નાખુશીને ઘણી અગત્યતા આપવામાં આવે છે. ભલા કામોની જાબજા વખાણ થાય છે અને બુરા કામોને નીંદવામાં આવે છે.

**જનમ મરણ**

Members માં એક કીસમનું brotherhood (ભાઇબંધી) પેદા થયું છે. એકના સુખમાં બીજા પોતાનું સુખ સમાએલું, તેમ દુઃખમાં દુઃખ સમાએલું સમજે છે તેથી બીજાઓની લાગણી દુખાવવાથી ઘણું ભાગે પરહેઝ કરે છે. એક બીજા વાસ્તે Respect, Love, Sympathy, feeling પેદા કરે છે અને સરવેજન એકત્ર થઇ Institution ની aim અને object ને gain કરવામાં તથા સ્થાપકને સહાયતા દેવામાં પોતાની પુરતી કોશીસ અને પેરવી કરે છે.

**ભાઇપણું ઇખવત.**

Members પોતાના સુખ અર્થે તેમ બીજાના સુખ અર્થે કોઈ પણ કામ કરવામાં શરમ કરતા નથી તથા હલકું સમજતા નથી પણ એમ સમજે છે કે આજે એને કામ પડયું કાલે હમને કામ પડશે. તેથી દુઃખમાં, બીમારીમા, સુવાવડ વગેરેમાં, મરદો મદદગાર તથા ward attendants તરીકે તથા ઓરતો nurses તરીકે કામ કરી ગુઝરે છે. બાહેરની nurses ને એવા સંજોગો વચ્ચે લાવવાની ઝરૂર પડતી નથી. મરદોમાંથી તેમ બૈરાઓમાંથી

**એક બીજાને મદદ.**




Photo No. XXX.
જુઓ પાનું ૧૩૧. મલક લાઇબ્રેરી (ઉમરેર.) ઈ. સ ૧૯૦૮ માં ફોટો લીધો.

કેટલાક સારવાર કેમ કરવી તે જાણે છે તથા Dr. Liva-e-Haq એ કેટલાકને એવા તઇયાર કીધા છે કે મામુલી બીમારીઓમાં તેઓ ઇલાજ કરી શકે છે, દવા આપી શકે છે. તથા બૈરાઓમાં કેટલાક એવા છે કે દાયણને એટલે Midwife ન હોય તો તેઓ કામ ચલાવી શકે છે. બૈરાઓ Nurses તરીકે મરદ Patient ના નઝદીક રહે તેટલી છુટ આપવામાં આવી નથી.

**પડદા બાબે**

બૈરાઓ પડદો રાખે છે, પણ એટલી સખતી સાથનો પડદો નથી કે જેથી તેઓ બાહેર હરી ફરી શકે નહી, પણ બુરકાના સાથે હર ફર કરી શકે છે. પડદા પાર્ટીઓમાં present Mr. Malak ના ધણીઆણી તેમ તેવણના બાલ બચ્ચાં, અઝીઝો અને કરાબતવાળાઓ જાય છે, તેમ Goverment House ની અકસર પડદા પાર્ટીમાં તેઓને Invite કરે છે, અને ખુશી સાથે પાર્ટીમાં શરીક થાય છે. Institution તરફથી પણ વક્ત દરવક્તઝનાના ( Zenana ) પાર્ટી આપવામાં આવે છે, તેમા હિંદુ, મુસલમાન, પાર્સી, અંગ્રેઝના બૈરાઓ શરીક થાય છે, જોકે અંગ્રેજી ઝબાનથી Institutionના female members એટલા વાકીફ નથી.

મંડળીના સ્થાપકના ફરમાવવા મુજબ હરએક મેંમબર કામ કરી ગુઝરે છે. સઘળા તેવણ સાહેબના હુકમના નીચે છે. તે

**બાહેરની પાર્ટીઓમાં જવું આવવું.**

મેંમબરોને તેવી રીતે રેહવાથી બાહેરનો કશો ચેપ, રોગ, લાગુ પડતો નથી. Disloyalty Sedition જેવું કશુંએ તેઓ સમજતા નથી, માનતા નથી. મોટાઓના હુકુમનો અનાદર કરવાને તેઓ ધીકારે છે. મોટાઓ માટે માન, અદબ, સભ્યતા, વિવેકને પોતાને મળેલી તાલીમ મુજબ અને તેઓથી થતા અમલ મુજબ, વધુ પસંદ કરે છે અને પોતાને જે કીસમની અને ઢપની તાલીમ મળે છે અને ચાલવાને બની આવે છે તેને તેઓએ

**ડીસલૉએલતી અને સીદીશન.**

ખરી રીતે Swedeshism સમજે છે. દેશનું ભલું, કોમનું ભલું, દુનિયાનું ભલું, સઘળું તેઓ તેથી

**સ્વદેશીપણું**

રીતેજ થઇ શકે છે. અને તેઓ એમ સમજે છે કે, તેઓના માથે જેવા ખેરખવાહ, ભલુ ચાહનાર, હુકુમતના કરનાર છે, તેવા સર્વ કોઇને મળે અને તેવાઓની રેહબરી હેઠળ સઘળા પોતાનું ભલું કરી શકે.

મેહદીબાગમાં રેહનારા માટે કશી પ્રકારની તેમને ફીકર ચિંતા ન રેહતા પોતાને સપુરદ થએલું તથા પોતાને શીખવા બની આવે તેવું કામ બજાવવાથી પોતાના વકતનો સદ ઉપયોગ કરવામાં આવે છે. આ ઉપરાંત કે પોતાના જાનના ભલા કરવામાં તેને પેદાના કરનાર કરીમે કારસાઝની ખુબી ઇદરાક કરવામાં, તેની જપના કરવામાં, પોતાના હમ બીરાદરો અને હમજીનસના લોગોની અરસપરસ સહાયતા લેવા તથા આપવામાં, તથા બીજાઓનું ખરેખર ભલુ કેમ અને શી રીતે કરી શકાય છે, તે સમજી, અને જાણી કરવામાં, તેઓ સદા તૈયાર થઇ તત્પર રેહવું કે જે કરવાથી પીરો, મુરશીદ, હાદીયો, પેગમબરોની ખુશી અને રીઝામંદીને હાંસીલ કરી શકાય છે. તે ઇકતીસાબ કરવા સાથમાં આવું સસતું અને સુતરૂ રેહઠાણ, ખુલ્લી હવા, બગીચાની ખુશનુમા લેહકી, જે ચાહો તે તમારે વાસ્તે હાઝીરો મોજુદ, અગર બચ્ચા છોકરા છોકરીઓની તાલીમ વાસ્તે સ્કુલ જોઇએ તો મોજુદ, હર હર કીસમના સુખના અને રાહતના અસબાબો સઘળા મોજુદ. એ એકાંતપણુ સુખવાસી જીંદગી, એક નમુના સમાન છે. જેઓએ તેની લજ્જત ચાખી છે, તેઓને તે જગ્યા છોડવી ગમતી નથી,

**મેંમબરોને હર કીસમની સગવડ.**

કેમકે બાહેરની જગ્યામાં સુખ સાથે દુઃખ લાગેલું છે. અતરે મેહદીબાગમાં Simple life on Simple food and other Simple principles પર, lead કરતા હોવાથી વધુ બીમારી અને બગાડ ફસાદ અને ઝગડા ઘણા ભાગે નથી હોતા, અને હોય છે તો ઘણાજ કમ ભાગે હોય છે, પણ તે સુખ ઉપરાંત દીની તાલીમ અને હીદાયતનું હાસીલ કરવાનું સુખ, કે જે સર્વે સુખોમાં સર્વોપરી છે તે હાંસીલ થાય છે, અને કરે છે, તો

તે મેહદીબાગમાં રેહનાર પોતાને ખરો નસીબવાન તથા ઇકબાલવંતો લેખે છે, તથા Institution ના આનીની કારરવાઇના સબબ જે તેની તરક્કી અને બુલંદી છે, અને તે Institution નો શોહરો અને નામવરી, તે membersના હરએકની નામવરી અને શોહરો છે, અને જો તેઓ તે મંડળીના સ્થાપકની નેમો અને ઉમમીદો મુજબ થવામાં અને કરવામાં તેઓની મદદ અને હાથ છે તો, લોકો તે members ના હકને કદી ભુલનાર નથી, કે તે Institution member થી, અને members તે Institution થી છે. એકુ બીજા સાથે ન તુટી શકે તેવો નીકટ સંબંધ છે. દીની અલફાઝોમાં બોલીએ, તો હકની દાવત છે, કે જેમાં, તેની કનફમાં રેહનાર, પોતાના ખરા સુખને પ્રાપ્ત કરી શકે છે, અને ગેરને પ્રાપ્ત કરાવવામાં તેઓનો હાથ હોય છે.

**દાવતેહકની ખુબી**

Institution નું, Institution ના Members નું, તથા તેના ગેર કુલ લોગોનું, બીન સ્વાર્થી ભલું ચાહવા સાથે, તથા Institution ની ખરી હકીકત જાણવા, સમજવા તથા તેનાથી ફાયદો હાંસીલ કરવા કરાવવા સઘળા સમર્થવાન થાય તેવી ભલી દુઆ સાથે, આ નીબંધને અતરે ખતમ કરીએ છે.

**ખતમીયત.**



આ તકે લંબાણ થવા માટે વાંચનારની દરગુઝરી ચાહવામાં આવે છે, પણ જો આટલા ખુલાસા દીબાચામાં, તથા દરમીયાનમાં મોકેઅ દર મોકેઅ આપવામાં આવ્યા ન હોત તો મંડળીનાં સ્થાપકની શું નેમ અને મુરાદ છે તે નહી જાણવાથી વાંચનારને મંડળીના મેમબરોનો એહવાલ કદાચજ રસીલો લાગ્યો હોત, તથા તે મંડળીનુ ઉપયોગીપણું અને મહત્વતા કદાચજ ઇદિરાક થઇ શકત.

**તથાસ્તુ**